યઅકૂબ અહમદકી ફિક્રે જવાં - ગુલ્શનકો સંવારા કરતી થી
શાખોંકો તરાશા કરતી થી - ગુન્ચોંકો નિખારા કરતી થી

# હઝરત મૌલાના યઅકૂબ સાહબ (રહ.)

## જીવનચરિત્ર - વિશેષતાઓ - સેવાઓ

: પ્રકાશક :

**મૌલાના ઈબ્રાહીમ અહમદ વલણવી સા.**

(ફાઝિલ તથા માજી ઉસ્તાઝ દારૂલ ઉલૂમ માટલીવાલા)

: સંપાદક :

**(મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી સા.**

દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા

ઈદગાહ રોડ, ભરૂચ–૩૯૨૦૦૧

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# સંપાદકીય

**ગમ ઉઠાએ જીસને ઔરોંકી મસર્રતકે લીએ**
**જીસને જીલી હર મુસીબત સબકી રાહતકે લીએ**
**વકફ જીસને કર દિયા થા ખૂદકો ખિદમતકે લીએ**
**ઝિન્દગી જીસને લૂંટા દી કવમો મિલ્લતકે લીએ**

હઝરત મૌલાના યઅકૂબ અહમદ વલણવી સા. (રહ.)ની ગણના ગુજરાતના તે મહાન આદરપાત્ર ઉલમાએ કિરામમાં થાય છે, જેમણે દીની રૂહ ફૂંકવામાં અને તઅલીમના ક્ષેત્રે જાગૃતિ લાવવામાં મહત્તમ અને અવિસ્મરણીય ભૂમિકા ભજવી છે. આપ એક વિદ્વાન આલિમ અને કૌમો મિલ્લતના દર્દમંદ હતા.

ખુલૂસ, લિલ્લાહિય્યત, કાર્યક્ષમતા, કાર્યકુશળતા, નમ્રતા, સખાવત, સબ્ર, સાદગી, સેવાભાવ, કુનેહ, આવડત, દિર્ઘદષ્ટિ, ઈલ્મપ્રેમ, પુરૂષાર્થ, હરદિલ અઝીઝી, ઈસ્તિગ્ના, તવક્કુલ, ખુદ્દારી, ગીબતથી પરહેઝ કરનાર, દરેક નાના-મોટાનું સન્માન તથા મર્યાદા જાળવનાર તથા મહેમાન નવાઝી જેવી અનેક ખૂબીઓ, વિશેષતાઓ અને લાક્ષણિકતાઓના આપ માલિક હતા.

દારૂલ ઉલૂમ માટલીવાલા જેમાં આપે પોતાની ઝિંદગીનો એક લાંબો અને અતિ કિંમતી સમયગાળો વિતાવ્યો. ૧૯૬૭ થી ૧૯૭૮ સુધી આપે ફારસી તથા અરબી મુદર્રિસ તરીકેની સેવા ઘણા ખંત અને ધગશ સાથે બજાવી. સાથે સાથે તે સમયના મોહતમીમ હઝરત મૌલાના અ.ગફુર નકશબંદી (રહ.)ના દરેક કામને પોતાનું કામ સમજી દારૂલ ઉલૂમની વહીવટી જવાબદારીમાં આપને સંપૂર્ણ સહયોગ આપ્યો. ત્યાર બાદ ૧૯૭૮ થી લઈ ૨૦01 સુધી લગાતાર ૨૩ વર્ષ સુધી આપે દારૂલ ઉલૂમના મોહતમીમ તરીકેની જવાબદારી તન, મન, ધન અને સમયની બધી જ કુર્બાનીઓ તથા સખત પરિશ્રમ સાથે બજાવી. તલબાએ અઝીઝ તથા

ઉસ્તાદોની સઘળી જરૂરતોનો ઘણો જ ખ્યાલ રાખી તેને પૂરી કરવાની યથાશક્તિ પ્રમાણે કોશિશ કરતા હતા.

**ફુંક કર અપને આશિયાનેકો, બખ્શ દી રોશની ઝમાનેકો.**

આપના સુવર્ણ યુગમાં દારૂલ ઉલૂમ દેશ-વિદેશમાં ખૂબ પરિચિત થયો. દારૂલ ઉલૂમની આર્થિક હાલતમાં પણ સુધારો થયો. નવા બાંધકામો થયા. ફતાવા વિભાગ, ઈફતા ક્લાસ, કિરઅતે સબ્અહ, અશરહ, અરબી અંજુમન વગેરે વિવિધ નવા વિભાગો શરૂ થયા. તલબા તથા અસાતિઝહની સંખ્યામાં નોંધપાત્ર વધારો થયો. સારાંશ કે, દારૂલ ઉલૂમે બાહ્ય અને આંતરિક સુપ્રસિધ્ધ પ્રગતિ કરી.

હઝરતે દારૂલ ઉલૂમ માટલીવાલાને પોતાના પસીનાથી નહીં, બલ્કે ખૂને જિગર અને આહે સહરગાહી (તહજ્જુદની દુઆઓ)થી સીંચવાની સાથે મદ્રસાના વહીવટી મંડળને સંપૂર્ણ સહયોગ આપ્યો. અને મુખ્લિસ ઉલમાએ કિરામના સહવારે બુન્યાને મરસૂસ (શિશુ પિગળાવેલ દીવાળ) બની દારૂલ ઉલૂમ માટલીવાલાને સિધ્ધિના શિખરે પહોંચાડ્યો.

**ગુલશનકો જીસ્ને ખૂને જીગરસે કિયા શાદાબ**
**રૂ-પોશે ખાક આજ વહ દિલશાદ હો ગયા**

દારૂલ ઉલૂમ માટલીવાલાના ફારિગ ઉલમાને બીજા ફારિગીનથી વિશેષ સ્થાન અપાવવામાં પોતાની ઝિંદગીને મિણબત્તીની જેમ પીગાળી દીધી.

આપે આટલી લાંબી મુદત દારૂલ ઉલૂમ માટલીવાલાને પોતાની કર્મભૂમિ બનાવી પોતાના બહોળા અનુભવથી નવી નસ્લને તૈયાર કરવા માટેની જે અનથક કોશિશો કરી, તેમાં અલ્હમ્દુલિલ્લાહ ! આલિમોની એક વિશાળ ટીમ તૈયાર કરી સફળતા પ્રાપ્ત કરી. જે વિવિધ ક્ષેત્રોમાં કાર્યશીલ રહી દીનની ખિદમતમાં મશ્ગૂલ અને મસ્રૂફ છે.

મવલાના મવસૂફ અનેક દીની તઅલીમી અને મિલ્લી સંસ્થાઓ સાથે ગાઢપણે સંકળાયેલા બલ્કે એમના માટે પ્રેરણાસ્રોત હતા.

મૌલાનાના દારૂલ ઉલૂમ માટલીવાલા તથા માટલીવાલા પરિવાર

સાથેના સબંધો એટલા ગાઢ હતા કે, આપના ઈન્તિકાલ પૂરમલાલ વખતે દારૂલ ઉલૂમના સઘળા ટ્રસ્ટીઓ કે જેઓ ઈંગ્લેન્ડ તથા સાઉથ આફ્રિકામાં રહે છે. અને વર્ષમાં સાલાના જલ્સાની સમયે જ ભેગા થાય છે, અલ્લાહ તઆલાએ બધા જ ટ્રસ્ટીઓને મૌલાનાની તદફીનમાં શરીક થવાનો ભાગ્યશાળી અવસર પ્રાપ્ત કરાવ્યો.

**તાક્સ ન ગોયદ બાદ અઝાં મન દીગરમ તુ દીગરી**

મૌલાનાની નમાઝે જનાઝામાં સેંકડો ઉલમાએ કિરામ, તલબાએ અઝીઝ અને ઉમ્મતે મુસ્લિમહની એક ગણનાપાત્ર ઘણી મોટી સંખ્યાની હાજરી ઈન્શાઅલ્લાહ બારગાહે રબ્બુલ ઈઝઝતમાં પણ આપની મકબૂલિયતની ગવાહીરૂપ સાબિત થશે. વમા ઝાલિક અલલ્લાહિ બિઅઝીઝ.

**ઉમ્ર ભર હુસ્ને અમલ તેરા ભૂલા સકતે નહીં**
**દાગ તેરી યાદકા દિલસે મિટા સકતે નહીં**

અલ્લાહપાક મૌલાના મર્હુમની ખિદમાત કબૂલ ફરમાવી જન્નતુલ ફિરદૌસમાં આપને ઉચ્ચ મકામ અતા ફરમાવે, સગાં-વહાલાને સબ્રે જમીલની તૌફીકથી નવાઝે, આમીન યા રબ્બલ આલમીન.

**માનનીય વાંચકબંધુઓ :**

જીવન ચરિત્ર (સવાનિહે હયાત)ની લેખનકલા અન્ય કલાઓની જેમ આજે ઘણી પ્રગતિ કરી ગઈ છે. અને લેખકો તેમજ સાહિત્યકારો આ કળામાં વિશેષ સ્થાન ધરાવે છે. તેઓએ એમાં ઘણા સુધારા-વધારા કરી લીધા છે. પરંતુ આ ફન (વિષય) જેટલો આવકારદાયક અને સન્માનપાત્ર છે, તેટલો જ નાઝુક પણ છે. કારણ કે વાંચનારાઓની સંખ્યામાં ઘણી એવી વ્યક્તિઓ હોય છે, જે વ્યક્તિત્વના સમસ્ત હાલાતથી બખૂબી પરિચિત હોતી નથી, બલ્કે વાંચનનો દારોમદાર વિશેષરૂપે લેખકની દિયાનતદારી, પ્રમાણિકતા, લાયકાત અને નિરપક્ષતા ઉપર અવલંબિત હોય છે. તો જ તેઓ પ્રભાવિત થાય છે. આથી એક જીવનચરિત્ર લખનારના માટે જરૂરી છે કે, તે જે સાહબ વિશે લખવા બેસે, તો તે તેમના પ્રસંગોને વધઘટ કર્યા

વિના રજૂ કરે. ત્યાં જ વાંચનારાઓ માટે પણ જરૂરી છે કે, તેઓ શંકા-કુશંકાઓથી તેમજ એવી અન્ય કોઈ કાલ્પનિક ધારાઓથી દૂર રહે તેમજ આલોચનાઓથી પોતાના પાલવનું રક્ષણ કરે અને ભલી વાતોને સ્વીકાર કરી નસીહત તેમજ બોધ હાસિલ કરે.

વળી એક બાબત આ પણ યાદ રાખવા જેવી છે કે, દરેક વ્યક્તિનું દરેકની નઝદીક મહબૂબ અને મઅયૂબ હોવું જરૂરી નથી. ગુણવત્તાનો તફાવત દરેક માનવીના સ્વભાવ પ્રમાણે હોય છે. અલબત્ત, તવારીખમાં અમૂક એવી વ્યક્તિઓનો પતો લાગે છે કે, જે કંઈક તફાવત સાથે સૌના નજીક શ્રધ્ધાપાત્ર અને વિશ્વસનીય રહ્યા છે. અને જેમના સામે સંમત-અસંમત વ્યક્તિઓના મસ્તક સન્માનનીયપણે ઝૂકી પડે છે. એવી ઘણી વ્યક્તિઓ છે, જેમના મહાન કારનામા બદલ અલ્લાહ તઆલાએ આ જગતમાં પણ તેમને ઈન્આમોથી નવાઝેલ છે. અમે એવી જ વ્યક્તિઓમાં મૌલાના યઅકૂબ સાહબ (રહ.)ને પણ સમજીએ અને આંકીએ છીએ. માનવાવાળાઓએ આપ (રહ.)ને ઝિંદગીમાં પણ માન્યા અને વફાતના પછી પણ એમની ખૂબીઓની પ્રસંશા કરતા રહ્યા છે.

ઐતિહાસિક વ્યક્તિઓ કદી મર્યાદિત આચાર-વિચાર અને એક પક્ષાંતર હોતી નથી. એમને બનવામાં સતત બે કાર્યપ્રવાહ કામ કરતા હોય છે. એક એ કે, અલ્લાહ તઆલાએ એમનામાં બનવાની સલાહિય્યત અને કાબિલિય્યત સ્વયં એમની હોશિયારી, સદ્‌બુધ્ધિ, કાર્યશક્તિ, નિખાલસતા, બલિદાન અને ભૌગીકતાપણાએ સુંદર ભાગ સમર્પિત કર્યો છે. અને જેનાથી તેઓ ખાદિમ બનીને મખદૂમ બન્યા.

અલ્લાહપાકનો એહસાન છે કે, **હઝ. મૌ. ઈબ્રાહીમ સા. વલણવી** મારફતે આ કિતાબ વાંચક બિરાદરોના હાથોમાં પહોંચાડવા અમને શક્તિ-માન કર્યા, જે હઝ. મૌલાનાની યાદોને અંતરાલકાળ સુધી તાઝગી અપાવતી રહેશે અને આપની કૌમી, મિલ્લી, દીની, ઈલ્મી, સમસ્ત ખિદમતોની યાદ અપાવતી રહેશે. દુઆ છે કે, રબ્બે કરીમ, માલિકે દોજહાં આ કિતાબને બાબરકત બનાવે અને મકબૂલિયતની સાથે બોધદાયક બનાવે, આમીન.

# હઝરત મૌલાના યઅકૂબ સા. વલણવી (રહ.)

બાકી રહેનારી ઝાત માત્ર અલ્લાહ તઆલાની છે. આ દુનિયાની પ્રત્યેક વ્યક્તિને એક દિવસ આ દુનિયાથી જવાનું છે. ફર્ક માત્ર સમયના આગળ-પાછળનો છે. જમીન અને આસમાનનો આ સમગ્ર નિઝામ એટલા માટે પેદા કરવામાં આવ્યો છે કે, ઈન્સાન પોતાની દુન્યવી ઝિંદગીમાં એનાથી ફાયદો ઉઠાવે. વળી, ઈન્સાનની પેદાઈશનો ખાસ મકસદ એ છે કે, તે પોતાના અને આ સર્વ જગતના ખાલિક અને માલિકને ઓળખે. તેની ઈબાદત તેમજ ફરમાંબરદારી દ્વારા તેની ખુશ્નૂદી તથા નઝદીકી પ્રાપ્ત કરે. કુર્આને કરીમમાં છે : **"વમા ખલક્તુલ જિન્ન વલ ઈન્સ ઈલ્લા લિયઅબુદૂન"** અને મેં જિન્નાત તથા ઈન્સાનને એટલા માટે જ પેદા કર્યા છે કે, તે મારી જ બંદગી કર્યા કરે. *(સૂ.ઝારિયાત-૫૬)*

પછી આ હેતુની તરફ દઅવત અને આ માર્ગની હિદાયત માટે નુબૂવ્વત તથા રિસાલતનો સિલસિલો શરૂ કરવામાં આવ્યો. બધા જ પયગમ્બરો એટલા માટે જ આવ્યા કે, બંદાને અલ્લાહપાકની ઓળખ કરાવે, અલ્લાહપાકની સિફતો અને કમાલોનું વર્ણન કરે તથા અલ્લાહ તઆલાની ઈબાદત અને ફરમાંબરદારીની તઅલીમ આપે. જે બંદો પોતાની ઝિંદગીના આ ખાસ મકસદથી ગાફિલ થઈ દુનિયાની પાછળ અને નફસને તાબે થઈ જાય છે, તેની કદર અને કિંમત અલ્લાહ તઆલાના નઝદીક માખી-મચ્છર કરતાં જરાયે વધારે હોતી નથી. અને એવા હજારો-લાખો ઈન્સાનોના ચાલ્યા જવાથી દુનિયાના નિઝામમાં કોઈ કમી આવતી નથી. ઝમીન અને આસમાન તેમના જવાથી કોઈ અફસોસ કે ગમ અનુભવતા નથી. આવા ઈન્સાનોનું વર્ણન કરતાં કુર્આને કરીમમાં ફરમાવ્યું છે : **"ફમા બકત્ અલયહિમુસ્સમાઉ વલ અર્દ"** ન તો તેમના પર ઝમીન રડી અને ન તો આસમાને કોઈ આંસુ ટપકાવ્યા.

એનાથી વિરૂદ્ધ અલ્લાહપાકના જે બંદા પોતાની ઝિંદગી અને પેદાઈશના આ ખાસ મકસદને યાદ રાખે છે તથા અલ્લાહ તઆલાની

ખુશ્નૂદી અને નઝદીકી પ્રાપ્ત કરવાને પોતાની ઝિંદગીનો મકસદ બનાવી તેના તકાઝાઓ પોતાની ઝિંદગીમાં પૂરા કરે છે, તેઓ અલ્લાહપાકની નઝદીક મહબૂબ અને મકબૂલ હોય છે. તેમને જ વારિષે અંબિયા કહેવામાં આવે છે. નુબૂવ્વતનો સિલસિલો ખતમ થવા પછી એમના દ્વારા જ અંબિયા (અલૈ.)ની બરકતો અને ફૈઝ આ દુનિયાને મળતા રહ્યા. તેઓને જ્યારે દુનિયાથી ઉઠાવી લેવામાં આવે છે, તો જમીન-આસમાન તથા અલ્લાહપાકના મઅસૂમ ફરિશ્તાઓ રંજ અને ગમમાં તેમના સગા-સબંધીઓના ભાગીદાર બને છે. જ્યારે તેમની વફાત તો તેમના માટે મહબૂબે હકીકીની મુલાકાત અને એક પ્રકારનો તોહફો છે : **"અલમવ્તુ તોહફતુલ મુઅમિન."** બીજા શબ્દોમાં **"અલ્મવ્તુ જસ્રુન યૂસિલુલ્હબીબ ઈલા હબીબ."** અર્થાત્ મૌત તો એક પુલ છે, જે એક આશિકને પોતાના મઅશૂક સુધી પહોંચાડે છે. પરંતુ દુનિયાના ઈન્સાન, પ્રાણી-પક્ષી, વનસ્પતિ વગેરે તેમની બરકતોથી મહરૂમ થઈ જાય છે.

ઈન્સાનના ખુશનસીબ સદ્ગુણોમાં સત્ય, સદાચાર, ખિદમત અને હકની ઓળખ તથા તેની તાબેદારી એક વિશિષ્ટ ગુણ છે. તે ઈન્સાન ઘણા જ ખુશનસીબ અને તે રૂહો ઘણી જ નેકબખ્ત છે, જેમણે પોતાની ઝિંદગીને વિનમ્રતા અને હકના માળખામાં બનાવી લીધું. અલ્લાહ તઆલાએ તેમને ઝિંદગીના અંતિમ સમય સુધી એવી તૌફીક આપી હોય છે કે, તેઓ પોતાના તમામ ફેંસલામાં દરેક પ્રકારના પક્ષપાત કે તરફદારીથી પોતાનો દામન બચાવી માત્ર હક તઆલાને રાજી કરવાને જ પોતાનો જીવનધ્યેય બનાવેલ હોય. કુર્આને કરીમમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે, "મારા તે બંદાઓને ખુશખબરી સંભળાવો, જેઓ (બધી) વાત સાંભળે છે અને તેમાંથી સારી વાતની તાબેદારી કરે છે." *(સૂ.ઝુમર : આયત-૧૮)* આમ, અલ્લાહપાકના જે બંદા દરેક પ્રકારની વાતો સાંભળ્યા પછી સારી વાતો સ્વીકારે અને તેના પર જ અમલ કરે, તેઓ ખુશખબરીના હકદાર છે. વળી, આવા જ લોકો માટે કુર્આને પાકમાં ફરમાવ્યું છે : "આજ તે લોકો છે, જેમને અલ્લાહપાકે હિદાયત આપી અને એ જ લોકો અકલમંદ છે." *(સૂ. ઝુમર : આયત-૧૮)* મતલબ એ થયો કે, ઉપરોક્ત સદ્ગુણોનો અસર

એ થાય છે કે, પરવરદિગારની હિદાયત તેમના માટે થઈ જાય છે તથા અક્કલના સહીહ ઈસ્તેમાલને કારણે અકલમંદ અને સમજદારનું સંબોધન પણ આવા જ લોકો માટે યોગ્ય છે.

હઝ. મૌલાના યઅકૂબ સા. (રહ.) તેવા જ ખુશનસીબ લોકોમાંથી હતા, જેમણે હંમેશા દીનની ખિદમતને પોતાની ઝિંદગીનો મકસદ અને ધ્યેય બનાવ્યો. એમની ઝિંદગી આ જ હેતુ પાછળ ખર્ચાતી રહી.

દારૂલ ઉલૂમ માટલીવાલામાં તલબા તથા ઉસ્તાદો અને મહેમાનો સાથેની ૩૪ વર્ષિય સેવાઓ એવી મોટી દીની ખિદમત છે, જે ઈન્શા-અલ્લાહ બાકિયતુસ્સાલિહાત તરીકે કાયમ રહેશે. અને આપ (અલૈ.)નું ફરમાન **“ઈઝા માત ઈબ્નુ આદમ ઈન કતઅ અનહુ અમલુહુ ઈલ્લા મિન સલાસ (૧) સદહક્તુન જારિયતુન (૨) અવ વલદુન સાલિહુન યદઉલહુ (૩) અવ ઈલ્મુન યુન્તફઉ બિહી.”** એમાં આ ત્રણેવ બાબતો સમાયેલી છે. મર્હુમ જેના હકદાર બનશે, ઈન્શાઅલ્લાહ. અલ્લાહપાક મગફિરત ફરમાવી જન્નતુલ ફિરદૌસમાં બુલંદ દરજાત અતા ફરમાવે.

**પેદાઈશ :**

આપ (રહ.)ની પેદાઈશ ૬ માર્ચ ૧૯૪૫ ઈસ્વી મુતાબિક ૨૧ રબીઉલ અવ્વલ ૧૩૬૪ હિજરી, મંગળવારના દિવસે વલણ મુકામે થઈ. આપનું નામ યઅકૂબ, વાલિદનું નામ અહમદ અને દાદાનું નામ મૂસા છે.

**બાપદાદાનો વ્યવસાય :**

બાપદાદા વ્યવસાયે ખેડૂત હતા. પોતાની માલિકીની જમીન ખેડતા હતા અને જરૂરત મુજબ ગણોતીયા જમીન પણ ખેડતા હતા. તેનાથી જ પોતાના પરિવારનું ગુજરાન ચલાવતા હતા અને વલણ-પાલેજ વચ્ચે ગાડામાં લોકોના સામાન ભાડેથી ગાડામાં પહોંચાડવાનું કામ પણ કરતા હતા.

**પ્રાથમિક દીની તઅલીમ :**

આપે પ્રાથમિક દીની તઅલીમ પોતાના વતન વલણમાં પ્રાપ્ત કરી. ગામમાં તે સમયે મૌલાના અ.ગફુર સા. નકશબંદી (રહ.), મૌલાના ખલીલ

સા. (યુ.પી.), હાફિઝ આદમ મોટા ઉઘરાદાર, હાફિઝ વલી ઈબ્રાહીમ ઉઘરાદાર, હાફિઝ અલી બોરા, હાફિઝ ઈસ્માઈલ સાહબ ઝુંદ વગેરે ઉલમાએ કિરામ સેવા આપતા હતા. યાદ રહે કે મૌલાના ખલીલ સાહબ બાદમાં પરદેશીવાડ દારૂલ યતામા-ભરૂચમાં આવી ગયા હતા. તેઓ દારૂલ યતામાના સ્થાપક સભ્ય અને મોહતમીમ હતા. તેમની એક કિતાબ ગુલજારે ખલીલિય્યહ છે.

મક્તબના પ્રાથમિક શિક્ષણ સમયે આપના ઘરની આર્થિક હાલત સારી ન હતી. એટલા માટે મૌલાના અ.ગફુર સા. આપનું ઘણું ધ્યાન રાખતા હતા. આર્થિક રીતે પણ આપની મદદ કરતા હતા.

## જામિઅહ હુસૈનિયા-રાંદેરમાં :

આપના કુલ પાંચ ભાઈ અને ચાર બહેનો હતી. આપ બધા ભાઈ-બહેનોમાં મોટા હતા. દાદાની તમન્ના એ હતી કે, હું મારા આ પૌત્રને આલિમે દીન બનાવું અને બીજી તરફ મૌ. અ.ગફુર સા.ની પણ મહેનતો હતી. મૌ. અ.ગફુર સા. અને દાદા બન્નેવની ઈચ્છા અનુસાર આપને જામિઅહ હુસૈનીયા-રાંદેરમાં દાખલ કરવામાં આવ્યા.

તે સમયે ગામના કુલ ચાર તાલિબે ઈલ્મોને રાંદેરમાં દાખલ કરવામાં આવ્યા હતા : (૧) મૌ. યઅકૂબ સા. વલણવી, (૨) કારી સુલયમાન ઘડીયાળી, (૩) હાફિઝ ઈસ્માઈલ ઓટારા અને (૪) મૌલાના અલી નાનજી. મૌલાના નાનજીનો દાખલો અશરફિય્યહમાં અને બાકીના ત્રણનો જામિઅહમાં થયો.

કારી સુલયમાન ઘડીયાળી અરબી-૨ બાદ સહારનપૂર ચાલ્યા ગયા. હા, ઓટારાએ અરબી-૧ બાદ તઅલીમ છોડી દીધી, મૌલાના અલી નાનજી અરબી-૩ બાદ જલાલાબાદ ચાલ્યા ગયા અને મૌલાના યઅકૂબ સાહબે શરૂથી અંત સુધી એક જ જગ્યાએ ઈસ્તિકામત સાથે તઅલીમ પૂરી કરી.

આપનો દાખલો જામિઅહમાં ૧૯૫૯ ઈસ્વી મુતાબિક ૧૩૭૯ હિજરીમાં થયો અને ત્યાંથી ૧૩૮૭ હિજરી મુતાબિક ૧૯૬૬ ઈસ્વીના

તઅલીમ પૂર્ણ કરી.

**આપના સાથીઓ :**

આપ જે વર્ષે ફારિગ થયા, તે વર્ષે અરબી-૭માં નીચે વર્ણવેલ ઉલમા પણ આપની સાથે ફારિગ થયા. (૧) મૌ. યઅકૂબ સા. વલણવી, (૨) મૌ. મુહમ્મદ ઈસા મન્સૂરી, (૩) કારી નઝીર અહમદ અબ્દુલ્લાહમીયાં સૂરતી, (૪) મૌ. અબ્બાસ મુહમ્મદ સારોદી, (૫) મૌ. અ.અઝીઝ મુહમ્મદ ઈસ્માઈલ દેવલ્વી, (૬) કારી અ.મજીદ અ.ખાલિક દારાવાઈ, (૭) મૌ. અહમદ સઈદ યૂસુફ સાલેહ તડકેશ્વરી, (૮) મૌ. કાસિમ હુસૈન પટેલ વીરપૂર સુરત, (૯) કારી શબ્બીર અહમદ હાજી દાઉદ ઈંગાર, (૧૦) મૌ. મુહમ્મદ સાદીક અહમદ મુલ્લા-હથુરણ, (૧૧) મૌ. મસ્ઉદ આલમ હાજી અ.રહીમ કંથારવી, (૧૨) મૌ. અ.હમીદ વલી મુન્શી-ખાનપૂરદેહ, (૧૩) મૌ. મુહંમદ હનીફ ગુલામ મુહમ્મદ ઈલોલવી - સાબરકાંઠા, (૧૪) મૌ. હસન અલી સુલેમાન-કાવી, (૧૫) મૌ. યૂસુફ ઈબ્રાહીમ મમૂન કોસાડી, (૧૬) મૌ. મુહમ્મદ સિદીક ઐયુબ ઈલોલવી-સાબરકાંઠા.

**જામિઅહમાં આપના ઉસ્તાદ :**

(૧) હઝરત મૌ. સઈદ સા. રાંદેરી, (૨) હઝ. મૌ. અહમદુલ્લાહ સા. શૈખુલ હદીષ, (૩) હઝ. મૌ. ગુલામરસૂલ બોરસદી, (૪) હઝ. મૌ. શમસુદ્દીન અફઘાની, (૫) હઝ. મૌ. હાશિમ બુખારી, (૬) હઝ. મૌ. ઈસ્લામુલહક સા. (૭) હઝ. મૌ. સુલયમાન સા. માંકરોદ-દીવા, (૮) હઝ. મૌ. ઈબ્રાહીમ સા. દેસાઈ તડકેશ્વરી, (૯) હઝ. મૌ. ઝુહુરૂલ હસન દૂબા ટોંકી, (૧૦) હઝ. મૂફતી ઈસ્માઈલ વાડીવાલા, (૧૨) હઝ. મૌ. કારી મૂસીલી ઈરાકી.

આપના અંતિમ ૨-૩ વર્ષોના માર્કસ (પરીક્ષામાં મેળવેલ ગુણ) પ્રાપ્ત ન થઈ શક્યા એટલે તે અહિં દર્શાવી શકાયા નથી.

**દીની સેવાઓ :**

ફારિગ થયા બાદ દારૂલ ઉલૂમ માટલીવાલાના ત્રીજા મોહતમીમ

હઝરત મૌલાના ઈબ્રાહીમ સા. જઝબા પહાજવી (રહ.)ના યુગમાં દારૂલ ઉલૂમ માટલીવાલામાં ફારસી-અરબી મુદર્રિસ તરીકે આપની નિમણૂંક કરવામાં આવી. તે સમયે ગુલિસ્તાં, બોસ્તાં, અરબીકા મુઅલ્લિમ, અખ્લાકે મુહસિની અને શરહે મિઅતે આમિલ જેવી કિતાબો આપને સોંપવામાં આવી હતી.

આપ પોતાની નિમણૂંકના અમૂક મહિનાઓ બાદ મૌ. અ.ગફુર સા. નકશબંદીને પણ અહીં લઈ આવ્યા હતા.

મૌલાના જઝબા સા. મદ્રસામાંથી સેવા નિવૃત્ત થયા બાદ મૌલાના અ.ગફુર સા. નકશબંદી મોહતમીમ તરીકે નિમણૂંક પામ્યા, તો મૌલાના નકશબંદી સાહબે પોતાના નાયબ તરીકે મૌલાના યઅકૂબ સાહબને નિયુકત કર્યા. જેથી આપ પઢાવવાની સાથે નાયબ મોહતમીમ તરીકેનો વધારાનો હવાલો પણ સંભાળતા હતા.

ઓગષ્ટ ૧૯૭૮માં મૌલાના અ.ગફુર સા. નકશબંદી પણ સ્વૈચ્છિક સેવા નિવૃત્ત થઈ ગયા, તો મૌલાના યઅકૂબ સાહબને મોહતમીમ પદે નિયુક્ત કરવામાં આવ્યા. આ પદે આવતાની સાથે ઘણી બધી જવાબ-દારીઓ આપના શિરે આવી. આગલા યુગમાં ફક્ત મસ્જિદનું જ બાંધકામ થયું હતું, બીજી કોઈ બાંધકામની કામગીરી થઈ ન હતી. તે સિવાય મદ્રસાની નાણાંકીય સ્થિતિ પણ સારી ન હતી. એટલે મજબૂરીવશ આપે પઢાવવાની જવાબદારીથી મુક્ત થવું પડ્યું.

**આપના સમયમાં મદ્રસાની પ્રગતિ :**

આપે આવતાવેંત તઅલીમમાં વધુ પ્રગતિ આણવાના અને નાણાંકીય ખરાબ સ્થિતિથી મદ્રસાને ઉગારવાના પ્રયત્નો શરૂ કર્યા. તઅલીમમાં પ્રગતિ આણવા માટે આપે સારા, કાબિલ, અભ્યાસુ અને ઉચ્ચ લાયકાત ધરાવતા ઉલમાએ કિરામની આલિમ વિભાગમાં નિમણૂંકો કરી અને તેમની હિંમત વધારી.

ઉર્દૂ અંજુમન તો આપના પૂરોગામી મૌલાના અ.ગફુર સાહબના

સમયમાં કાર્યરત્ થઈ ગઈ હતી. આપે તજવીદ અને અરબી વિભાગની અંજુમનો શરૂ કરી. ફતવા નવેસીની પ્રેક્ટીશ માટે ૧૯૮૯માં તદરીબુલ ઈફતા વિભાગની શરૂઆત કરી.

કુર્આનની સિહત માટે ''હફસ''ની તઅલીમ તો ચાલતી જ હતી, આપે આ વિભાગ સબ્અહ, ષલાસહ અને અશરહની શરૂઆત કરી.

તલબાના ભવિષ્યને ધ્યાને રાખી આર્થિક રીતે મજબૂત કરવા માટે હુન્નર ઉદ્યોગ વિભાગની શરૂઆત કરી. જેમાં ટેલરીંગ ક્લાસ, એમ્બ્રોઈડરી, ડ્રાઈવીંગ, ટાઈપીંગ, ઈલેક્ટ્રીકલ્સ જેવા વિભાગો બનાવ્યા. પરંતુ આપના જ યુગમાં આપે પોતે અમૂક વિભાગો જરૂરત ન જણાતા અમૂક કારણોસર બંધ કર્યા. એ જ રીતે પ્રિન્ટીંગ પ્રેસની શરૂઆત અને એમના જ યુગમાં ૧૯ વર્ષે બંધ કર્યું.

બાંધકામ ક્ષેત્રે પણ આપના યુગમાં ઘણી જ પ્રગતિ થઈ. મદ્રસા બિલ્ડીંગ, કુતુબખાના બિલ્ડીંગ, જુની બોર્ડિંગ, નવી બોર્ડિંગ (જે આજકાલ દારૂલ કુર્આન બિલ્ડીંગથી ઓળખાય છે). મસ્જિદને બન્નેવ બાજુથી વધારો કરી શાનદાર મારબલથી તૈયાર કરી. ૧૫ ઘરોને આવરી લેતુ સ્ટાફ ક્વાર્ટસ અને બીજું ચાર મકાનોને આવરી લેતુ સ્ટાફ ક્વાર્ટસ, મદ્રસાની ચારે બાજુ દીવાળ બનાવી હદો સુરક્ષિત કરી. પ્રવેશદ્વાર, હિસાબ-કિતાબ ઓફિસ, પાર્કિંગ, સિમેન્ટ-કોંક્રિટના પાકા રસ્તાઓ વગેરે આપના યુગની યાદગારો છે.

ચંદામાં અનાજ આપવાનો રિવાજ ભરૂચમાં અને આસપાસમાં ક્યાંય ન હતો. લોકો એનાથી બિલ્કુલ પરિચિત ન હતા. મૌલાના યઅકૂબ સા. પોતાના સમયમાં દરેક ગામમાં અનાજના ચંદાનો એક નવો જ ચિલો ચિતર્યો અને મદ્રસાના તલબાની ખાવા-પીવાની તકલીફો દૂર કરવાના પ્રયત્નો હાથ ધર્યા.

એ સિવાય ગુજરાતમાં મદ્રસાના ચંદાનો વ્યાપ વધાર્યો તથા યુ.કે.માં માટલીવાલા દારૂલ ઉલૂમને પરિચિત કરાવી ચંદો શરૂ કરાવ્યો. આપે

ઈંગ્લેન્ડમાં ચંદાને ત્રણ ભાગમાં વહેંચ્યો અને એ રીતે યથાશક્તિ મુજબ લોકોએ દરેક વિભાગમાં સહકાર આપ્યો. ચંદાના ત્રણ વિભાગો નીચે મુજબ છે : (૧) બાંધકામ વિભાગ, (૨) કોઈ એક-બે છોકરાઓને હાફિઝ અને આલિમ બનાવવાનો વાર્ષિક ખાધાખોરાકી ખર્ચ અને એ ખર્ચ દર વર્ષે હિસાબ મુજબ નહીં નફો, નહીં નુકસાનના ધોરણે લેવામાં આવતો, (૩) આમ ચંદો, જેમાં દરેક વ્યક્તિ પોતાની યથાશક્તિ મુજબ કંઈ પણ લખાવી શકે.

દારૂલ ઉલૂમમાં વસવાટ પહેલા આપ વલણથી અપડાઉન કરતા હતા. થોડીક મુદ્દત બાદ હુસૈનિયા સોસાયટીના પ્રવેશદ્વારે માટલીવાલા ટ્રસ્ટ તરફથી ‘‘૧૮ ક્વાર્ટસ’’ બનાવવામાં આવ્યું, તો આપ ત્યાં રહેવા લાગ્યા. ત્યાર બાદ તીસરી મંઝીલ પર રહેવા લાગ્યા. અમૂક વર્ષો વિત્યા બાદ આપ બંગ્લાદેશ (જૂની) બિલ્ડીંગમાં ઉપર રહેવા આવી ગયા અને ત્યાં આપનું રહેઠાણ બાળ-બચ્ચાં સાથે હતું.

આપના દૌરમાં વિવિધ વિભાગોથી ફારિગ થયેલ તલબાની વિગત નીચે નકશામાં દર્શાવી છે :

આપે ત્રણ વાર હજ્જની સઆદત મેળવી. ૧૯૮૨, ૧૯૯૦, ૧૯૯૮ અને ત્રીજીવારમાં આપની સાથે આપની અહલિયા, વાલિદા અને સાસુમા પણ હતા. એ સિવાય મદ્રસા બિલ્ડીંગના બાંધકામ માટે, મસ્જિદની પહોળાઈ વધારવા માટે તેમજ શરૂઆતમાં ઈંગ્લેન્ડમાં ચંદાની વ્યવસ્થા કરવા માટે ત્રણ વાર યુ.કે. તશરીફ લઈ ગયા.

**વફાત :**

આપની વફાત ૮ ઓક્ટોબર-૨૦૦૩ મુતાબિક ૧૧ શાબાન, બુધવારના દિવસે વલણ મુકામે થઈ. આપની જનાઝાની નમાઝ મૂફતી મુહમ્મદ આછોદી સા. (ઉસ્તાદ : દારૂલ ઉલૂમ માટલીવાલા)એ પઢાવી અને દુઆએ મગફિરત મૂફતી અહમદ સા. દેવલ્વી (માજી ઉસ્તાદે હદીષ : દારૂલ ઉલૂમ માટલીવાલા)એ ગુજારી. વલણથી માંકણ તરફ જતા ડાબી બાજુ કબ્રસ્તાનમાં નાનજી કૂવા પાસે આપની દફનવિધિ કરવામાં આવી.

# હઝ. મવ. યઅકૂબ સા.ની વિશેષતાઓ-ખૂબીઓ

## જવાબદારી પ્રત્યે સજાગતા :

આપની સૌથી મોટી ખૂબી એ હતી કે, આપને પોતાની જવાબદારી બજાવવા પ્રત્યે સંપૂર્ણ સજાગતા અને જવાબદારી પૂરી કરવાનો જાતી શૌખ તથા દિલી જઝબો હતો. માટે આપે તેના માટે પોતાને કોઈ ટાઈમના પાબંદ રાખ્યા ન હતા. શરૂમાં જ્યારે ઉસ્તાદો માટે મદ્રસાના કંપાઉન્ડમાં સ્ટાફ ક્વાર્ટસ ન હતા, અને આપની ફેમીલી વલણ રહેતા હતા અને ત્યાર બાદ જ્યારે ભરૂચ શહેરમાં રહેતા હતા, ત્યારે પણ આપે ટાઈમ જોયો નથી. બલ્કે પોતાને ચોવીસ કલાકના પાબંદ રાખ્યા હતા. રાત-મધરાતે પણ તલબાની જરૂરીયાત તથા તેમના ઈલ્મી, અમલી, અખ્લાકી, નિગરાની આપનો ખાસ મશ્ગલો હતો. આપની ફેમીલી આવ્યા બાદ પણ આપ પોતાનો સંપૂર્ણ ટાઈમ દારૂલ ઉલૂમની સેવાઓ, ઉન્નતીની ફિક્રો વગેરેમાં જ લગાડતા હતા. મદ્રસાના જરૂરી કામ સિવાય કોઈ જગ્યાએ લાંબા પ્રવાસે કે હરવા-ફરવા જતા મેં જોયા નથી.

## દારૂલ ઉલૂમની પ્રગતિમાં મહત્વનું યોગદાન :

હઝરત મૌલાના અ.ગફુર નકશબંદી (રહ.)ના એહતિમામ યુગમાં આપે નાયબ તરીકે રહી હઝરત મૌલાનાની સઘળી જવાબદારીઓ પોતાના શિરે લઈ લીધી હતી. બલ્કે અમૂક મુશ્કેલ સંજોગોમાં હઝરત મૌલાના અ.ગફુર સા. (રહ.) પોતે કોઈ નિર્ણય ન લેતા હતા અને હઝ. મૌલાના યઅકૂબ સાહબને સોંપી દેતા હતા. મૌલાના પોતાની કુનેહ, બુધ્ધિ અને સમજદારીથી સંજોગો પ્રમાણે નરમી-ગરમી વાપરી તેને હલ ફરમાવતા હતા. એવા ઘણા બનાવો (તલબા તથા ઉસ્તાદોના એવા) બન્યા, જેમાં મૌલાના નકશબંદી માટે કોઈ નિર્ણય કરવો કઠીન હતો. હઝ. મૌલાનાએ

તેને ચપટીમાં હલ કરી દીધો. બલ્કે નાયબ મુહતમિમના હોદા વખતે આપ થોડા સખ્ત હતા. જ્યારે એહતેમામના યુગમાં આપને ઘણા જ નરમી અને દયાવાન જોયા. ઘણા બનાવો મારી નજરો સમક્ષ બન્યા અને તેમાં સામેવાળા (તલ્બા અને ઉસ્તાદો)ની વર્તણૂંક આપની શાનના મુનાસિબ ન હતી, છતાં આપે ઘણી જ નરમી અને સહનશિલતા સાથે તેમની સાથે સુલૂક ફરમાવ્યો. આપની મોહતમિમ બનતા પહેલાં દારૂલ ઉલૂમમાં તલબાની સંખ્યા મર્યાદિત હતી. લોકો સાથેના સબંધો પણ નહિવત્ હતા. તલબાના ખાવા-પીવાની વસ્તુઓ પણ મર્યાદિત માત્રામાં આવતી હતી. આપે સૌપ્રથમ ચંદાની પ્રથા શરૂ કરાવી. જેને લઈ દારૂલ ઉલૂમનો સબંધ સામાન્યજનો સાથે થયો, બલ્કે દારૂલ ઉલૂમ દેવબંદની સુન્નત ઉપર અમલ શરૂ થયો. લોકોમાં દીન માટે ખર્ચ કરવાનો જઝબો અને શોખ પેદા થયો. એ જ પ્રમાણે આપે અનાજના ચંદાની પ્રથા પણ શરૂ કરી, જેમાં ગરીબ ખેડૂતોને પણ સવાબમાં શરીક કર્યો. લોકોએ ઘણા જ શોખથી અનાજ આપવાનું શરૂ કર્યું. હમોને ઉસ્તાદોને સ્વજાતે એનો અનુભવ થયો. અને લોકોની દારૂલ ઉલૂમ પ્રત્યેની મુહબ્બત તથા લાગણીનો ખ્યાલ આવ્યો.

દારૂલ ઉલૂમની ઘણી બધી બિલ્ડીંગોનું બાંધકામ આપના સુવર્ણ યુગમાં થયું. આપે ઘણી જ મહેનત અને ચીવટથી બાંધકામમાં રસ દાખવ્યો. અને દારૂલ ઉલૂમના એક મહત્વના ટ્રસ્ટી જનાબ હાજી ઈબ્રાહીમ મરઘા, જે પહેલાં દારૂલ ઉલૂમમાં આવતા ન હતા, બલ્કે રેલ્વે સ્ટેશન પાસે આવેલ મુસાફિરખાનામાં જ થોભતા હતા, તેમને દારૂલ ઉલૂમમાં થોભવા માટેની શિફારીશ કરી. તેમના ખાવા-પીવા-રહેવાની ઉમદા વ્યવસ્થા કરી તેમને દારૂલ ઉલૂમમાં જ થોભાવ્યા. જેની પાછળ હઝ. મૌલાનાનો મુખ્ય હેતુ દારૂલ ઉલૂમની વર્તમાન બાહ્ય કાયાપલટ કરવાનો હતો. તેને બે-ત્રણ જૂની બિલ્ડીંગમાંથી બદલી સંપૂર્ણ અપ-ટુ-ડેટ વ્યવસ્થાવાળી બનાવવાનો હતો. તેના માટે આપે મર્હુમ હાજી ઈબ્રાહીમ મરઘાના કડક સ્વભાવને બરદાશ્ત કર્યો. પરંતુ થોડા વર્ષોમાં દારૂલ ઉલૂમની સંપૂર્ણ કાયા બદલી નાંખી. અને ઉચ્ચ વ્યવસ્થાવાળી બિલ્ડીંગો ઉભી કરી દીધી. બાગ-બગીચાઓની સારી

રીતે દેખભાળ રાખી. બધી જ બિલ્ડીંગો પાકા રોડથી જોડી આપી અને અત્યંત હરિયાળીવાળા બાગ-બગીચાઓ અને આધુનિક સુવિધાઓથી સજ્જ સંકુલમાં તેને ફેરવી દીધો.

**તઅલીમી પ્રગતિ :**

બીજી તરફ દારૂલ ઉલૂમની આંતરિક (તઅલીમી) વ્યવસ્થામાં પણ ઘણો ફેરફાર કર્યો. નવા-નવા વિભાગો સ્થાપી તઅલીમ અને તરબિયતની વ્યવસ્થા ખૂબ મઝબૂત કરી. બધા જ વિભાગોમાં નવો પ્રાણ ફૂંક્યો અને દારૂલ ઉલૂમની જાહેરી પ્રગતિ સાથે આંતરિક (બાતિની) પ્રગતિમાં પણ વધારો કર્યો. સારા-સારા ઉસ્તાદોની નિમણૂંક કરી તેમને પ્રોત્સાહન આપ્યું. ફિકહી સેમીનાર, જમીઅતે ઉલમાની મીટીંગો અને વિવિધ ઉલમાએ કિરામની હાજરી અને આ બધાએ દારૂલ ઉલૂમના વાતાવરણને ઈલ્મી, અખ્લાકી, રૂહાની, સમાજી અને રાજકીય ક્ષેત્રે પણ આગળ વધાર્યું. કિતાબોની વહેંચણીમાં આપ ઘણી જ ચીવટ રાખતા હતા. ક્યા ઉસ્તાદની તઅલીમી સલાહિય્યત કેટલી છે ? તથા કઈ કિતાબ અને ફનમાં કોણ મઝબૂત છે અને કોણ કમઝોર છે, તે બધાની જ આપને માહિતી હતી. ઘણી વખતે આપ જ્યારે ખૂલતા હતા અને અમૂક ઉસ્તાદો વિશે વાતચીત કરતા હતા, ત્યારે ખ્યાલ આવતો હતો કે, આપ ઉસ્તાદોને કેટલી કુનેહથી કિતાબો વહેંચતા હતા. અમૂક વિષયો અથવા કિતાબોમાં ઉસ્તાદનો અનુભવ અને તેની વર્ષોની સેવાઓ તથા અમૂક વ્યવસ્થાકીય ટેકનીકલ મજબૂરીઓ પણ હોય છે. તેને લઈ અમૂક વસ્તુઓ બરદાશ્ત કરવી પડે છે. તઅલીમી જવાબદારીઓ સંભાળતા વ્યવસ્થાપકોને આ વસ્તુઓનો ખ્યાલ તથા આ નઝાકતોનો અનુભવ હોય છે. તેમાં બેલેન્સ જાળવવું અત્યંત કઠીન હોય છે. પરંતુ હઝ. મૌલાના આ બધી બાબતોને ઘણી જ હોશિયારી, બુધ્ધિ અને સમજદારીથી હલ કરતા હતા.

આપના ખાસ ઉસ્તાદ હઝરત મૌલાના સઈદ અહમદ રાંદેરી (મોહતમીમ સા.)ની ઘણી વાતો આપે અપનાવી હતી. તેને લઈ વહીવટમાં આપને ઘણો ફાયદો થયો હતો. ઘણી વખતે હઝ. મૌલાના સઈદ સા.ની

વાતો તથા કિસ્સાઓ વર્ણન કરતા હતા. ખાસ કરીને ઉસ્તાદો બાબતે વારંવાર તેમનો કૌલ નકલ કરતા હતા કે, ''ચાલતા બળદને ગોડો નહીં મારવો'' એટલે કે જે ઉસ્તાદ સારી રીતે પોતાની જવાબદારી નિભાવતા હોય તેમને પરેશાન કરવા નહીં. કામ કરનારા ઉસ્તાદોની આપ હોંસલા અફઝાઈ કરતા હતા. તેમની આર્થિક પરિસ્થિતિનો ખ્યાલ રાખી ચૂપચાપ મદદ કરતા હતા અથવા ટ્રસ્ટીઓનું ધ્યાન દોરવતા હતા. અને તેમના તરફથી મદદ મેળવી તે ઉસ્તાદ સુધી પહોંચાડતા હતા.

**અત્યંત સાદગીવાળુ જીવન :**

આપની મહાન ખૂબીઓમાંથી દિલને આકર્ષિત કરનાર મહાન ખૂબી આપનું અત્યંત સાદગીવાળુ જીવન હતું. કોઈ પણ જાતની ટીપટાપ કે પોતાના માન-મર્યાદા બાબતે આપે કોઈ આગવી પ્રતિષ્ઠા ઉભી કરવાની કોશિશ કરી નથી. પોતાના માટે આગવા સ્થાન માટે કદી આપે પોતાને પેશ કરવાનો વિચાર સુદ્ધાં દાખવ્યો નથી. બલ્કે દરેક મજલિસમાં પોતાને બધામાં ભેળવી રાખવાની આપની આદત હતી. ત્યાં સુધી કે ઉસ્તાદો સાથે શાદી કે મૌત-મય્યતમાં જવાનું થાય તો કદી આપને મેં ગાડીમાં આગળ કે વચમાં બેસેલા જોયા નથી. ગાડીમાં આપ છેલ્લે જ બેસતા હતા. પરંતુ બધાની ખાવા-પીવા અને જરૂરીયાતની સંપૂર્ણ વ્યવસ્થા કરતા હતા. જાતે ફળફળાદી કાપતા, દરેક વસ્તુની સંભાળ રાખતા. મસ્તી મઝાક અને દિલચસ્પ વાતોથી સફરને હળવો કરતા. અને જો સફરમાં હઝ. મૌલાના અ.હન્નાન સા. હોય તો ખાવા-પીવામાં તેમની હળવી મજાક કરતા અને તેમના માટે ખાવા-પીવાની ઉમદા વ્યવસ્થા પણ કરતા અથવા મિઝાહ કરી પૂછી લેતા કે પાળ બાંધી છે કે નહીં ? એટલે કે કોઈ મુરીદ કે અકીદતમંદથી ખાવા-પીવાની વ્યવસ્થા કરી છે કે નહીં ? આ પ્રમાણે મજલીસને પ્રફુલ્લિત રાખતા.

એક વખતે એક મોટા બુઝુર્ગ દારૂલ ઉલૂમમાં તશરીફ લાવ્યા. તેમના ખાદિમે બધાને રૂમમાંથી બહાર કાઢ્યા. તેમાં હઝરતને પણ તેણે સખ્તીથી બહાર જવાનું કહ્યું. મારાથી ન રહેવાયું તો મેં તેને કહ્યું કે, તને ખબર છે

કે તું કોને બહાર કાઢી રહ્યો છે ? તો હઝરત મૌલાનાએ મને રોક્યો કે, તેને કંઈ કહું. પરંતુ ત્યારબાદ એકાંતમાં મેં તેને કહ્યું કે, આ તો દારૂલ ઉલૂમના મોહતમિમ સા. છે. અને તારા વાલિદ સાહબની ઉંમરના છે. તો તેને એહસાસ થયો. તેણે માફી માંગી, તો હઝરત મૌલાનાએ ફરમાવ્યું કે, ભાઈ ! તું બુઝુર્ગની સાથે આવ્યો છે, માટે હમારો મહેમાન છે. અને મહેમાનની સેવા કરવી, તેનો ખ્યાલ રાખવો અમારો ફર્ઝ છે.

આપની સાદગી તથા નમ્રતાનો અસર આપની અવલાદ અને ઘરવાળાઓ ઉપર પણ હતો કે, મોહતમિમ તથા મોહતમિમ સા.ના ઘરવાળા ભાઈઓ અને અવલાદ હોવા છતાં દારૂલ ઉલૂમના સ્ટાફ અને કર્મચારીઓ વગેરે કોઈને એમણે એવું મહસૂસ નથી થવા દીધું કે, અમે મોટા છીએ. પોતાનું આગવું સ્થાન અથવા મોટાઈથી વર્તવું, કોઈનું અપમાન કરવું, તુચ્છ સમજી તેમની સાથે બૂરો સુલૂક કરવો, આ સઘળા ખરાબ કૃત્યોથી અલ્લાહપાકે હઝ. મૌલાના તથા આપના ઘરના બધા જ નાના-મોટા સભ્યોને અલ્હમ્દુલિલ્લાહ બચાવ્યા હતા.

આ એક ઘણી મોટી અલ્લાહપાકની નેઅમત છે. અમૂક મદ્રસાઓમાં અથવા પ્રાઈવેટ સંસ્થાઓમાં આ બિમારી સામાન્ય છે કે, ઉચ્ચ હોદ્દાઓ ઉપર બિરાજમાન લોકો પોતે પણ અહંમ અને મોટાઈનો સિક્કો લોકો ઉપર જમાવે છે. અન્યોને તુચ્છ સમજે છે, તેમની અવલાદ તથા સબંધીઓ નાના-મોટાની માન-મર્યાદા જાળવતી નથી. બલ્કે અપમાનજનક વર્તાવ કરે છે. તેનાથી આ સાથે બીજા પણ ઘણા દૂષણો અને ખરાબ આદતો જન્મે છે. પરંતુ હઝરત મૌલાનાના ભાઈઓ, સાહબઝાદાઓ અને સાહબઝાદીઓએ આટલા વર્ષોના વસવાટ દરમ્યાન કદી પણ કોઈ પણ જાતની કોઈ શિકાયતનો મોકો આપ્યો નથી. બલ્કે હંમેશા ઉસ્તાદો બલ્કે મદ્રસાના સ્ટાફ અને તલબા સાથે પણ એવો સારો સુલૂક કર્યો કે, બધા જ આપના ખાનદાનથી ખુશ હતા. ખાસ કરીને આપના સાહબઝાદાઓ જેમને લોકો સાથે વધારે ઉઠક-બેઠકનો મોકો મળતો હતો, છતાં કદી કોઈ બેઅદબી કે બદસુલૂકીનો એક પણ કિસ્સો બન્યો નથી. કોઈ ઉસ્તાદ કે

કર્મચારીને હઝ. મૌલાના કામ માટે બોલાવે તો તેમને બોલાવવા માટે જ્યારે પણ આવે તો આ જ શબ્દો ઉચ્ચારે કે, "બાજી યાદ ફરમાવે છે." કદી "બોલાવે છે" શબ્દ વાપર્યો નથી. તથા કોઈ ઉસ્તાદ કે કર્મચારી પોતાના કોઈ કામ અર્થે હઝરત મૌલાનાના ઘરે જતા તો આપના સાહબઝાદા ઘણા જ એહતેરામથી બેસાડી ચા-નાસ્તા કે ફળફળાદીથી અવશ્ય સ્વાગત કરતા હતા. આ ઉચ્ચ અખ્લાક માં-બાપની બેહતરીન તઅલીમ-તરબિયતના કારણે જ શક્ય બને છે.

એ જ પ્રમાણે આપના ઉચ્ચ અખ્લાકમાંથી એ પણ હતું કે, આપ મોહતમિમ હોવા છતાં કોઈ ઉસ્તાદ કે કર્મચારીની અંગત બાબતોમાં કદી માથુ મારતા ન હતા. તથા કદી કોઈની જાસૂસી કે તોહમાં ન રહેતા હતા. આ પ્રકારની હરકતો સંસ્થાના ઉચ્ચ પદે બિરાજમાન વ્યક્તિ માટે શોભારૂપ પણ નથી. પરંતુ અમુક માણસોને ઉચ્ચ પદે હોવા છતાં આ પ્રકારનો શોખ હોય છે. તે તલબા, ઉસ્તાદો કે કર્મચારી મારફતે બીજા ઉસ્તાદો કે કર્મચારીઓની જાસૂસી કરે છે. તેમના અંગત જીવનમાં ડોકિયું કરી તેમને બદનામ કે બીજાને તેમનાથી બદગુમાની કરવા માટે રાત-દિવસ રચ્યાપચ્યા રહે છે. અમૂક વ્યક્તિઓને પૈસા-હદિયાની લાલચો આપી તેમની પાસે બીજાઓની જાસૂસી કરાવે છે. આ બૂરાઈથી કુર્આન શરીફ અને હદીષ શરીફમાં સખ્ત શબ્દોમાં રોકવામાં આવ્યા છે. આ પ્રમાણેની હરકતો કરનાર પોતે પણ હર વખતે બેચેનીમાં રહે છે અને બીજાઓને પણ પરેશાન કરે છે.

આ એક એવો ગુનાહે બેલજ્જત છે, જે માણસને અખ્લાકી રૂએ તબાહ-બરબાદ કરી દે છે. કારણ કે જે વ્યક્તિ બીજાઓની બૂરાઈઓ શોધવામાં રચ્યો-પચ્યો રહે છે, તેને પોતાની ભૂલો માલૂમ પડતી નથી. તેને પોતાના નફસની ઐબ અને બૂરાઈ ઉપર ચિંતન-મનન કરવાની તૌફીક મળતી નથી. તે પોતાને કામિલ (સંપૂર્ણ) અને બીજાને અધૂરો સમજે છે. એટલા જ માટે હદીષ શરીફમાં અકલમંદ વ્યક્તિની તઅરીફ અને વખાણ કરતાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, "અકલમંદ તે

છે, જે પોતાના નફસને ઓળખે અને મૃત્યુ બાદના જીવનને દુરૂસ્ત કરવાની ફિકર કરે.'' *(બુખારી શરીફ)*

નેક માણસને અલ્લાહ તઆલા તેના પોતાના અયબ (બૂરાઈ)થી માહિતગાર કરે છે. દુશ્મન તરફથી થતી બૂરાઈને પણ તે ધ્યાનથી સાંભળે છે. હઝ. મૌલાના રશીદ અહમદ ગંગોહી (રહ.) વિરૂદ્ધ મૌ. અહમદ રઝાખાન લખતા રહેતા હતા. એક વખતે લાંબી મુદત સુધી કોઈ વિરોધની વાત ન સાંભળી, તો હઝ. ગંગોહી (રહ.)એ લોકોને પૂછ્યું કે, ભાઈ ! હમારા દોસ્ત તરફથી કોઈ વાત સાંભળવામાં આવતી નથી. તો મુરીદોએ કહ્યું કે, હઝરત ! તેમની ગાળો દેવાની આદત તો જારી જ છે, પરંતુ આપને તકલીફ ન થાય એટલા માટે હમો વર્ણન કરતા નથી. તો હઝરતે ફરમાવ્યું કે, એવું ન કરો, જરૂર બતાવો. કારણ કે એમની બૂરાઈમાં કોઈ વાત એવી હોય, જેમાં મારી ઈસ્લાહની વાત હોય અને હું તેનાથી વાકિફ થઈ તે બૂરાઈ છોડી આપું. સુબ્હાનલ્લાહ !

એ જ પ્રમાણે હાફિઝ જલાલુદીન સ્યુતી (રહ.) ફરમાવતા હતા કે, અલ્લાહપાકનો શુક્ર છે કે, તેણે મારા માટે એક હસદ (ઈર્ષા) કરનાર પેદા કર્યો. જે મને મારી બુરાઈઓથી માહિતગાર કરે છે, અને મને સુધરવાની તક આપે છે.

આ તો બુઝુર્ગોના તકવા, તહારત અને ઉચ્ચ અખ્લાકની વાતો છે, પરંતુ રાત-દિવસનો અનુભવ છે કે, બીજાઓની પંચાત કે જાસુસી કરનાર સામેવાળાને તકલીફ તો આપે જ છે. અને દરેક વ્યક્તિને આ પ્રમાણેની હરકતોથી તકલીફ થાય છે. કુર્આન શરીફ અને હદીષ શરીફથી માલૂમ પડે છે કે, અંબિયાએ કિરામ (અલયહિમુસ્સલામ)ને પણ આ પ્રમાણેની હરકત કરનારાઓથી સખ્ત તકલીફ થતી હતી. અલ્લાહપાક આપણને સૌને આવી હરકતોથી મહફૂઝ ફરમાવી પોતાની બુરાઈઓથી બચવાની તૌફીક આપે, આમીન.

અલ્હમ્દુલિલ્લાહ ! હઝ. મૌલાના યઅકૂબ સા. (રહ.) આ પ્રમાણેની હરકતોથી પોતાને તથા પોતાની અવલાદને ઘણા જ દૂર રાખ્યા હતા. કોઈ

ઉસ્તાદ કે તાલિબે ઈલ્મ અગર કોઈની વિરૂદ્ધ વાત કરતો, તો તેને પણ પસંદ કરતા ન હતા. હા, કોઈની ઉપર ઝુલ્મ થયો હોય અથવા કોઈએ અપમાનજનક વર્તાવ કર્યો હોય અને તે શિકાયત કરતો, તો તેની વાત ધ્યાનથી સાંભળી તેને સબ્રની નસીહત કરી તેનો યોગ્ય હલ જરૂર ફરમાવતા હતા. એ જ પ્રમાણે કોઈ અંગત રીતે પરેશાન હોય, ચાહે આર્થિક હોય કે માનસિક, તો તેની ખબરઅંતર જરૂરથી પૂછતા હતા. અને શક્ય તેટલી માલી મદદ પણ ફરમાવતા હતા. બીજાથી તેની ખબરઅંતર પૂછીને પણ તેનો યોગ્ય હલ કરતા હતા.

**મહેમાન નવાઝી :**

હઝરત મૌલાના યઅકૂબ સા.ની મહેમાન નવાઝી ઉદાહરણરૂપી હતી. આપના ઘરેથી કોઈ ખાધા વગર પાછો જઈ શકતો ન હતો. રાત-મધરાત કોઈ પણ ટાઈમે મહેમાનોનું આવવાનું ચાલુ રહેતુ હતું. પરંતુ હઝરત મૌલાના અને આપના ઘરવાળાઓએ કોઈ પણ દિવસે તેમાં કોઈ જાતની ઉણપ કે કમી રહેવા દીધી નથી. અને તેમાં માલદાર-ગરીબ, અજાણ્યા-પરિચિત વગેરે કોઈ પણ જાતનો ભેદભાવ રાખ્યા વગર બધા સાથે એકસરખો વર્તાવ કર્યો છે. એ જ પ્રમાણે દારૂલ ઉલૂમના તલબા સાથે પણ ખાવા-પીવાની બાબતમાં આપે ઘણી જ ચીવટ રાખી અને રસોડાની વ્યવસ્થામાં કોઈ કમી આવવા દીધી નથી.

આપે વર્ષો સુધી ફારસીની ઉચ્ચ અખ્લાક અને ઉદાહરણિય કિસ્સાએ દર્શાવતી કિતાબો ગુલિસ્તાં, બોસ્તાં અને અખ્લાકે મુહસિનીના સબકો તલબાને પઢાવ્યા. તેમાં મહેમાન નવાઝી અને ઉચ્ચ ચારિત્ર્ય દર્શાવતા બનાવોનું વારંવાર વર્ણન છે. હઝરત મૌલાનાએ પઢાવવા સાથે પોતે સ્વજાતે પણ તે અખ્લાકનો આદર્શ નમૂનો પેશ કર્યો. ઈસ્લામી ફિકહ એકેડમીના સેમીનાર વખતે આપે ખાવા-પીવા-નાસ્તાના દરેક ટાઈમે જે રીતે મહેમાની કરી, તે વ્યવસ્થા જોઈ મર્હુમ કાઝી મુજાહિદુલ ઈસ્લામ સા. (રહ.) દંગ રહી ગયા અને ફરમાવ્યું કે, આજ સુધીના સેમીનારોમાં કોઈ સેમીનારમાં આટલી જલ્દી સવારનો નાસ્તો મળ્યો નથી.

## ગરીબો સાથે જીવન પસાર કરવું :

હઝરત મૌલાના યઅકૂબ સાહેબને ગરીબો, યતીમો, વિધવાઓ અને પરેશાનહાલ લોકો પ્રત્યે વિશેષ લગાવ અને મુહબ્બત હતી. તેમની દરેક પ્રકારની મદદ કરવામાં સદાય આપ તત્પર રહેતા હતા. અને એટલા જ માટે પરેશાનહાલ લોકોનો આપની પાસે જમાવડો રહેતો હતો. કારણ કે હઝરત મૌલાનાને જનાબ નબીએ અકરમ (સલ.)ની સીરતનો આ સબક સારી રીતે યાદ હતો કે, આપ (સલ.)નું જીવન ગરીબો સાથે પસાર થયું. આપની પાસે જે કાંઈ હતું તે ગરીબો માટે હતું. એક વખત એક માણસને જોઈને રસૂલુલ્લાહ (સલ.)એ હાજરજનોનું મંતવ્ય પૂછયું, તો જવાબ મળ્યો કે, ઈઝઝતદાર માણસ છે. ક્યાંક શાદી કરવા ચાહે તો થઈ જાય, અને ક્યાંક કોઈની ભલામણ કરે તો સ્વીકારાય. આપ (સલ.) ચૂપ રહ્યા. એટલામાં એક ગરીબ માણસ પસાર થયો, તો તેના વિશે પણ લોકોને પૂછયું. જવાબ મળ્યો કે, ગરીબ મુસલમાન છે. શાદી કરવા માંગે તો ન થાય, અને ભલામણ કરે તો ન સ્વીકારાય. આ સાંભળી અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે : "પેલા ઈઝઝતદારો જેવાથી આખી દુનિયા ભરાય જાય, તેનાથી આ એક ગરીબ બેહતર છે." *[બુખારી શરીફ : ૨/૯૫૪]* ગરીબોને પોતાની પાસે જોઈ આપ (સલ.) ખુશ થતા.

## ગીબત તથા ટીકા-ટિપ્પણીથી દૂર રહેવું :

હઝરત મૌલાના ટીકા-ટિપ્પણી, મહેણા-ટોણાઓ તથા ગીબતથી ઘણા જ દૂર રહેતા હતા. કારણ કે કામ કરનાર માણસને આ પ્રકારની હલ્કી આદતોની ફુરસદ જ મળતી નથી. તથા તેનાથી રચનાત્મક કામો થઈ શકતા નથી. આવી પ્રકૃતિ (ગીબત કરનાર)નો માણસ હંમેશા લડાઈ-ઝઘડાઓ અને ખંડનાત્મક પ્રવૃત્તિઓમાં જ રચ્યો-પચ્યો રહે છે.

કુર્આન મજીદમાં ગીબતને મરેલા ભાઈનું માંસ ખાવા સાથે એટલા માટે સરખાવવામાં આવી કે ગીબત કોઈ એકસ્તરીય, એકપક્ષીય ક્રિયા નથી. ગીબતમાં જૂઠ, આક્ષેપ, ખંધાઈ, પ્રપંચ, સંવેદનબધિરતા, સારાંશ કે ઘણા બધા દૂષણો ભેગા થઈ જાય છે. એમ જુઓ તો ગીબત એક શાબ્દીક

ક્રિયા છે. પરંતુ તે સામેવાળાની માનસિક હત્યા છે, તેનું ભાવનાત્મક ખૂન છે. શારીરિક હત્યા કે ખૂનની ઘટનામાં ભોગ બનનાર હત્યા કરનારનો સામનો કરી શકે છે, પોતાનો બચાવ કરી શકે છે, પરંતુ ગીબતની ક્રિયામાં ભોગ બનનાર પોતાની "મનોવૈજ્ઞાનિક હત્યા"થી અજાણ હોય છે. તે પોતાનો બચાવ કરવાની સ્થિતિમાં હોતો નથી. આ મુદ્દાથી સ્પષ્ટ થાય છે કે, ગીબત કેટલી ખતરનાક ક્રિયા છે. એટલે જ કુર્આને કરીમમાં ગીબતને આકરા શબ્દોમાં વખોડવામાં આવી છે.

જો તપાસ કરવામાં આવે તો ગીબતના વલણમાં એટલા માટે વધારો થઈ રહ્યો છે કે, આપણાં સમાજમાં વ્યક્તિવાદ વધી રહ્યો છે. જે ગ્લોબલ કલ્ચર આપણી ઉપર ઠોકી બેસાડવામાં આવ્યું છે, તેમાં વ્યક્તિવાદ વધી રહ્યો છે. તકવાની શક્યતાઓ નહિવત્ નથી, તો મર્યાદિત જરૂર થઈ ગઈ છે. ઈસ્લામની શીખ એ છે કે, માનવી પોતાને બીજાઓથી ઉતરતી કક્ષાનો સમજે. માત્ર સૈધ્ધાંતિક ધોરણે જ નહીં, વ્યવહારિક ધોરણે પણ. માનવી જો પોતાને બીજાઓથી નીચો સમજવા માંડશે, તો પછી તે બીજાઓની પ્રસંશા કરશે, તેમની નિંદા (કૂથલી) નહીં કરશે અને તેમની ખૂબીઓ શોધશે, ખામીઓને નહીં શોધે.

જો તમે કોઈ મુસલમાનની સમક્ષ ભૂંડના માંસનો ઉલ્લેખ પણ કરી દો, તો તેનું જીવ ડહોળાવા માંડે છે. પરંતુ કુર્આન મુજબ ગીબત (કૂથલી)ની ક્રિયા પોતાના મરેલા ભાઈનું માંસ ખાવા જેવું છે, છતાં લોકોનું મન જેવી રીતે ડુક્કરના માંસને નકારે છે, એવી રીતે મૃત ભાઈના માંસ (ગોશ્ત)ને નકારતું નથી. આપ કોઈ મુસલમાન સામે વ્યભિચાર (ઝિના)નો ઉલ્લેખ કરી દો તો તે "તૌબા-તૌબા" કહેવા માંડશે, પરંતુ આપ (સલ.)એ ગીબતને ઝિનાથી પણ વધારે ખરાબ કૃત્ય કહ્યું છે, છતાં આપણે ગીબત પર ચોંકતા પણ નથી. આ સ્થિતિએ ગીબતને આપણું "કલ્ચર" બનાવી દીધું છે. અર્થાત્ ગીબત આપણી જીવનશૈલી બની ગઈ છે. અહીં પ્રશ્ન એ છે કે, અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ ગીબતને ઝિનાથી વધારે ખરાબ કૃત્ય શા માટે ઠરાવ્યું છે ? અને અલ્લાહપાકે કુર્આને મજીદમાં ગીબતને

મુર્દા ભાઈનું માંસ ખાવા સાથે કેમ સરખાવ્યું ? વિચાર કરવામાં આવે તો વ્યભિચારમાં માત્ર આબરૂની પાયમાલી છે, પરંતુ ગીબતમાં સમગ્ર માનવ અસ્તિત્વની પાયમાલી છે. છતાં આપણે વ્યભિચારને વધારે ખરાબ કૃત્ય સમજીએ છીએ અને ગીબત પર ચોંકતા પણ નથી. ખાસ કરીને એવા લોકોની ગીબત, ટીકા-ટિપ્પણી જે રાત-દિવસ દીને ઈસ્લામની ખિદમતના કાર્યોમાં લાગેલા હોય.

હઝરત મૌલાના (રહ.) આ પ્રકારના લોકોની ટીકા-ટિપ્પણીઓથી બચ્યા નથી. જ્યારે પાક-પવિત્ર સર્વશક્તિમાન અલ્લાહપાક અને માનવંત નબીઓ આ પ્રકારના લોકોની ટીકાઓથી બચ્યા નથી, તો પછી આપણી શું વિસાત છે ?

**મકાતિબની શરૂઆત :**

આ વિભાગની શરૂઆત હઝ. મૌલાના યઅકૂબ સા.ની તવજ્જુહ અને મહેનતથી તથા વારંવાર આપની રગબત અને ધ્યાન દોરવણીના કારણે જ થઈ. શરૂના વર્ષોમાં દારૂલ ઉલૂમની માલી પરિસ્થિતિ એટલી સારી ન હતી કે તે મકાતિબ વિભાગ ચલાવી શકે, પરંતુ જ્યારે દારૂલ ઉલૂમના માનવંત ટ્રસ્ટી જનાબ હાજી ઐયુબભાઈ માટલીવાલાએ પોતાની હલાલ કમાઈમાંથી અમૂક ટકા કાઢી રિલીફ ટ્રસ્ટની બુન્યાદ નાંખી, તો હઝ. મૌલાના યઅકૂબ સાહબે આ મોકાને ગનીમત સમજી મકાતિબના પગાર માટે હાજી ઐયુબભાઈને તૈયાર કર્યા. તે માટે રાજપીપળા (નર્મદા જીલ્લા)ના અમુક ગામડાઓમાં મકાતિબ શરૂ કરવામાં આવ્યા. હઝ. મૌલાનાએ આફ્રિકાથી આવનાર મહેમાનો અને ટ્રસ્ટીઓનું પણ આ ઈલાકા તરફ ધ્યાન દોરવ્યું. અને ઘણા ગામડાઓમાં મસ્જિદોનું બાંધકામ થયું તથા કૂવાઓ ખોદવામાં આવ્યા. આ ગામડાઓમાં જનાબ મર્હુમ હાજી મૂસા તબસ્સુમ (દશાન) તથા હાજી ઉમરજી ભડ સા. પહેલાથી કામ કરતા હતા અને મૌલાના યઅકૂબ સા. પાસે આવી ત્યાંના ગામડાઓના અહેવાલ રજૂ કરતા હતા. હઝ. મૌલાના યઅકૂબ સા. એમની વાતોને ધ્યાનથી સાંભળી યથાશક્તિ પ્રમાણે મદદ કરતા હતા. હાલમાં ચાલતા

૭૦ મકાતિબ હઝરત મૌલાના માટે સદકએ જારિઅહ છે કે, આપની મહેનતથી જ આની શરૂઆત થઈ છે.

મોહતરમ ભાઈઓ ! વર્તમાન માહોલમાં ઉગતી મુસ્લિમ પેઢીને ઈસ્લામી અને દીની તાલીમથી વાકિફ કરવી તથા તેમના દિલ–દિમાગને સહીહ ઈસ્લામી માન્યતાઓ અને ઈસ્લામી સંસ્કૃતિના બીબામાં ઢાળવા દારૂલ ઉલૂમના બુનિયાદી હેતુઓમાં શામેલ છે, આ હેતુઓને સિદ્ધ કરવાનું કાર્ય દારૂલ ઉલૂમ અલ્હમ્દુલિલ્લાહ ! અંજામ આપી જ રહ્યો છે. ઉપરાંત, મદ્રસાના ટ્રસ્ટી અને ઉલમાએ કિરામથી મુહબ્બત રાખનાર હાજી ઐયુબ વલી માટલીવાલા સા. તરફથી હઝ. મૌલાના યઅકૂબ સા. (રહ.)ના ધ્યાન દોરવવાથી હિ.સ. ૧૪૦૭ મુતાબિક ઈ.સ. ૧૯૮૭માં નિર્ધન અને પછાત ગામ તથા શહેરના પછાત મોહલ્લાઓમાં નવા મકાતિબ શરૂ કરવા અને પહેલેથી ચાલ્યા આવતા મકાતિબને સહાય કરવા, ઉપરાંત આર્થિક રીતે સદ્ધર મકાતિબનું મદ્રસાની સાથે જોડાણ કરવા માટે મકાતિબ વિભાગ શરૂ કરવાનો મુબારક નિર્ણય કરવામાં આવ્યો. ત્યારબાદ ઈ.સ. ૨૦૦૩માં દારૂલ ઉલૂમ માટલીવાલાના ટ્રસ્ટીઓ આ કામને આગળ ધપાવવા એની જવાબદારી માટે દારૂલ ઉલૂમ તરફથી મકાતિબ વિભાગને વધુમાં વધુ રકમની ફાળવણી કરી, પચાસ મકાતિબ ચલાવવાનો નિર્ણય કર્યો. અને અલ્હમ્દુલિલ્લાહ ! હાલ ૭૦ મકાતિબ દારૂલ ઉલૂમનાં સંચાલન હેઠળ ચાલી રહયા છે.

આ રીતે જ્યાં એક તરફ મકાતિબમાં તાલીમ મેળવનાર બાળકોમાં દીની શાનભાન અને તેમના વાલીઓમાં દીની સ્વભાવ ઉત્પન્ન અને જાગૃત થશે, ત્યાં જ બીજી તરફ મોટા–અરબી મદારિસને બેહતર બુનિયાદી તાલીમ પામેલા તલબા મળશે, જે આ મોટી ફેકટરીઓ માટે કાચા માલની હેસિયત ધરાવે છે. જેનાથી ખૂદ આ મદારિસની તાલીમ અને મહેનતનું સુંદર પરિણામ જાહેર થશે. અલ્લાહપાકનો ફઝ્લ અને અહેસાન છે કે આ વિભાગે પોતાનું કામ શરૂ કરી દીધુ છે.

પ્રારંભથી દારૂલ ઉલૂમનો મુખ્ય હેતુ નબવી ઉલુમથી નાના

ભૂલકાઓને વાકિફ કરવા તેમજ લોકોમાં ઈલ્મની તરસ પેદા કરી દીની દર્સગાહો સુધી લઈ જવાનો છે. અલ્હમ્દુલિલ્લાહ ! ઉપરોકત હેતુ અલ્લાહપાકના ફઝલો કરમથી પૂરો થઈ રહયો છે. અને ઈન્શાઅલ્લાહ થતો રહેશે. પરંતુ એવા ઘણાખરા ગામડાઓ છે, જ્યાં અમુક કારણોસર મુસ્લિમ બાળકોની પ્રાથમિક તઅલીમની કોઈ વ્યવસ્થા નથી એવા ગામડાઓના બાળકો કુર્આન, નમાઝ વગેરેની મુખ્ય તઅલીમથી વંચિત ન રહે એ હેતુસર ઘણા ગામડાઓમાં મુઅલ્લિમનો માસિક પગાર પૂરો પાડી જે તે ગામડાની અહમ જરૂરત પૂરી પાડી રહયા છીએ. આશા છે કે, આ બાબતે સખીદાતાઓ ધ્યાન આપી હજુ જે ગામો સુધી માલી રીતે હમો પહોંચી શકતા નથી, ત્યાં મકાતિબના પગાર માટે આ વિભાગની માલી મદદ કરે. આજના કપરા સમયમાં ઉમ્મત માટે અત્યંત જરૂરી છે કે, તે દરેક કલિમા પઢતા બાળકના ઈમાનની હિફાઝતની વ્યવસ્થામાં મદદરૂપ થાય.

**પ્રકાશન વિભાગ :**

હઝ. મૌલાનાની દિલી તમન્ના હતી કે, દારૂલ ઉલૂમ માટલીવાલાથી કોઈ ઈસ્લામી મેગેઝીન પ્રકાશિત કરવામાં આવે. તેના માટે તે સમયે "તબ્લીગ" માસિક તડકેશ્વરથી બીજી જગ્યાએ (આણંદ)થી પ્રકાશિત કરવાની વાતચીત ચાલતી હતી. તો હઝ. મૌલાનાએ કોશિશ કરી કે, કોઈ પણ સંજોગોમાં તેને દારૂલ ઉલૂમ માટલીવાલામાંથી પ્રકાશિત કરવામાં આવે. તેના માટે લાગતા-વળગતા વ્યક્તિઓથી આપે સંપર્ક પણ કર્યો, પરંતુ તેમાં કામ્યાબી ન મળી શકી. એ જ પ્રમાણે મૌલાના સાદિક સા.નું ગુજરાતી કુર્આન શરીફ (રાંદેરવાળુ) ઘણી મુદતથી છપાતું ન હતું, અને લોકોમાં તેની ઘણી માંગ હતી, તો તેને દારૂલ ઉલૂમ માટલીવાલામાંથી છપાવવા માટેની આપે ઘણી કોશિશો કરી. મૌલાના સાદિક સા. રાંદેરીના રિશ્તેદારો તથા કારી કમરૂદ્દીન સા. બળોદવી (દા.બ.)થી (કારણ કે આપના વાલિદ મૌલાના શમ્સુદીન રહ. આ ગુજરાતી ભાષાંતરમાં શરીક હતા) પણ સંપર્ક સાધી એને કોઈ પણ રીતે છપાવવા માટેની યથાશક્તિ

મહેનતો કરી. છેવટે અલ્હમ્દુલિલ્લાહ ! એમના રિશ્તેદારોએ દારૂલ ઉલૂમ કંથારીઆને તેને છપાવવાની પરવાનગી આપી. અને હઝ. મૌલાના ઈસ્માઈલ સાહબ મનુબરી (રહ.)ને આ સઆદત પ્રાપ્ત થઈ કે આપે તેને ઉમદા કાગળમાં છપાવી ઉમ્મતની સેવામાં રજૂ કર્યું.

હઝ. મૌલાના યઅકૂબ સા. આ પ્રમાણે પ્રકાશન વિભાગને આગળ ધપાવવા મહેનતો કરી. દારૂલ ઉલૂમ માટલીવાલાના ઉસ્તાદો પાસે અમૂક કિતાબો લખાવી તથા તેને છપાવવાની વ્યવસ્થા કરી. મારો એક લેખ સમાન સિવિલ કોડ વિશેનો ગુજરાત ટુડેમાં છપાયો, તો આપે ઘણી જ હિંમતવર્ધક વાતોથી તેની કદર ફરમાવી હોંશલો વધાર્યો. અને વધુ લખવા પ્રોત્સાહિત કર્યો. સાલાના જલ્સાના મુકાલમા તૈયાર કરવા બાદ જ્યારે આપની સેવામાં રજૂ કરતો હતો, તો ઘણા જ હોંશલાવર્ધક શબ્દોથી નવાઝતા હતા. અને દારૂલ ઉલૂમના હોંશિયાર તલબાને મારી પાસે મઝમુન નિગારી (લેખનશૈલી) માટે જવાનું કહેતા હતા, તથા તેમની સામે મારા મઝમૂનની પ્રશંશા કરતા હતા. આ પ્રકારની ઘણી બધી કોશિશોથી આપ પ્રકાશન-પ્રસારણ વિભાગને આગળ ધપાવવા માંગતા હતા.

આપના યુગમાં દારૂલ ઉલૂમનું કોઈ તરજમાની કરનારૂ મેગેઝીન પ્રગટ ન થઈ શક્યું, પરંતુ આપની દિલી ફિક્ર અને નિખાલસતાને લઈ ત્યાર બાદ "પયગામે રહમત" માસિક શરૂ થયું. અને પાછલા બાર વર્ષોથી અલ્હમ્દુલિલ્લાહ ! પ્રગટ થઈ રહ્યું છે. તથા પ્રકાશન વિભાગ મારફતે અત્યાર સુધીમાં ઘણી બધી કિતાબો ગુજરાતી, ઉર્દૂ અને અરબી ભાષામાં પ્રગટ થઈ ચૂકી છે. જેના અંદાજે નવ હજાર (૯૦૦૦) પેજ થાય છે. અલ્હમ્દુલિલ્લાહ ! આ બધા પ્રકાશનો પાછળ હઝ. મૌલાનાની રૂહાની તવજ્જુહ કામ કરી રહી છે.

**કચ્છનો ધરતીકંપ અને મૌલાનાની ફિક્રો :**

૨૬ જાન્યુઆરી ઈ.સ. ૨૦૦૧માં કચ્છમાં ધરતીકંપ થયો. લોકોના જાન-માલની ઘણી મોટી તારાજી થઈ. તેવા સમયે દારૂલ ઉલૂમ માટલીવાલાના ટ્રસ્ટીઓએ મિટીંગ કરી હઝ. મૌલાના અને મને કચ્છની

અસલ સૂરતે હાલ અને વાતાવરણ વિશે તપાસ કરવા માટે જવાનું કહ્યું. તો હઝ. મૌલાના સાથે હમો ચાર માણસો મૌલાના ઈબ્રાહીમ સાહબ વલણવી (બ્રિટન), જનાબ યુનુસભાઈ ભાયડા-કરમાડ, જનાબ હાફિઝ મુહમ્મદહુસૈન વાંકાનેરી (દારૂલ યતામા-ભરૂચ) અંજાર પહોંચ્યા. ત્યાંથી ભચાઉ તથા ભૂજના વિવિધ વિસ્તારોમાં ગયા. ત્યાં લોકોને મળ્યા અને તેમની કેવી રીતે મદદ કરવી તે વિશે વિચાર-વિમર્શ કર્યા. ત્યાંના અનાથ-બેહાલ બાળકોને ભરૂચ લાવી તેમની સ્કુલ-મદ્રસાની વ્યવસ્થા કરવાનું નક્કી કર્યું. તો જનાબ નુરમુહમ્મદ સા. રાયમા (સેક્રેટરી : જમીઅતે ઉલમા-કચ્છ)એ જણાવ્યું કે, હમારા કચ્છના લોકો પોતાના બાળકોને ઘરની બહાર મોકલવા તૈયાર થતા નથી. ત્યાર બાદ ત્યાં જ સ્કુલ-મદ્રસાની વ્યવસ્થા કરવા માટેના ચક્રો ગતિમાન થયા. અને જનાબ રાયમા સાહેબ સાથે ત્યાં જ જગ્યા લઈ સ્કુલ-મદ્રસો કાયમ કરવા માટે જગ્યાઓ જોવાનું નક્કી કર્યું. ત્રણ દિવસ થોભી ત્યાંની વિવિધ જગ્યાઓ જોઈ અને ગાંધીધામ એરપોર્ટ પાસે જ મેઈન રોડ ઉપર એક જગ્યા બધાને જ પસંદ પડી. તેને ખરીદવા માટે તેમના માલિકો સાથે મિટીંગો કરી. બીજી તરફ દારૂલ ઉલૂમ માટલીવાલાના ટ્રસ્ટીઓની સાથે પણ હઝ. મૌલાનાનો વિચાર-મશ્વેરા જારી હતા. અને જગ્યા લેવાનું બિલ્કુલ પાક્કુ કરી લીધુ હતું કે, ઈંગ્લેન્ડ, આફ્રિકાના ટ્રસ્ટીઓએ આપસમાં મશ્વેરો કર્યા બાદ એમ જણાવ્યું કે, ૬૦૦ કિ.મી. દૂર સંસ્થાને કાર્ય કરવામાં ઘણી બધી અડચણો અને ટેકનીકલ પ્રોબ્લેમ આવશે. તથા ત્યાંના લોકલ માણસો સાથે કામ કેવી રીતે કરવું, આ બધી બાબતો આપણા માટે ઘણી વિચારવા લાયક છે. માટે હાલ પુરતુ ત્યાંના છોકરાઓ દત્તક લેવા માટેની જ કોશિશો કરવામાં આવે. જ્યારે કચ્છના ઝિમ્મેદારો સમક્ષ આ વાત રજૂ કરવામાં આવી તો અંજાર પાસેના એક ગામ ''મથડા''ના તેર (૧૩) બાળકોની લીસ્ટ જનાબ રાયમા સાહેબે અમોને આપી. તે બાળકોને દારૂલ ઉલૂમ માટલીવાલામાં લાવી તેમની સ્કુલ-મદ્રસાની વ્યવસ્થા કરવામાં આવી અને ત્યાર બાદ કચ્છના બીજા ૧૫૦ બાળકો દાખલ થયા. આ બધી હઝરત મૌલાના યઅકૂબ સાહબની ફિક્રો અને દિલી ઉમંગોને લઈ શક્ય થઈ શક્યું.

આ બાળકોમાંથી ઘણા હાફિઝ, આલિમ, એન્જીનિયર અને ડોક્ટર બન્યા. અને હાલમાં પણ કચ્છના તાલિબે ઈલ્મો પઢી રહ્યા છે. આ વર્ષે પણ કચ્છના ચાર તાલિબે ઈલ્મો આલિમ-ફાઝિલનો કોર્ષ પૂરો કરી રહ્યા છે. આ બધાનો સવાબ હઝરત મૌલાના યઅકૂબ સા.ના માટે સદકએ જારિયહ બનશે, ઈન્શાઅલ્લાહુ તઆલા.

## બુઝુર્ગોની નજરમાં :

હઝરત મૌલાના કાસિમ નાનોત્વી (રહ.) ફરમાવતા હતા કે, જે મકબૂલિયત સામાન્ય લોકો તરફથી હોય છે, તે ટૂંકી મુદ્દતની હોય છે. અને જે મકબૂલિયત અલ્લાહપાકના બંદાઓ તરફથી હોય છે, તે લાંબા ગાળાની હોય છે. જો કે હઝ. મૌલાના યઅકૂબ સા. (રહ.)ની મકબૂલિયત બન્નેવ તબકા (વર્ગ) તરફથી સરખી હતી. આપના ઈન્તિકાલ સમયે થોડા સમયમાં આટલી મોટી વિશાળ જનમેદનીનું ભેગું થવું આપની સામાન્યજનોમાં મકબૂલિયતની દલીલ હતી. પરંતુ આપની મકબૂલિયત અને હરદિલ અઝીઝી ઉલમાએ કિરામ તથા અકાબિર બુઝુર્ગોની નિગાહમાં પણ તેટલી જ હતી. આપના એહતેમામ યુગમાં આવનાર બુઝુર્ગોએ દારૂલ ઉલૂમ માટલીવાલાની મુલાકાત કરી. તેમાં મુખ્ય મેઝબાન હઝ. મૌલાના યઅકૂબ સા. જ હતા. આપના હુસ્ને ઈન્તેઝામ અને વ્યવસ્થાથી બધા જ બુઝુર્ગો પ્રભાવિત થતા હતા. તથા દારૂલ ઉલૂમ માટલીવાલાની તઅલીમી, તઅમીરી તથા તલબાની અખ્લાકી તરબિયત વગેરેમાં આપનો જ મહત્વનો ફાળો હતો. માટે બુઝુર્ગોના અભિપ્રાયો તથા પરિક્ષા લેનારા પરિક્ષકો કે વિઝીટરોએ જે પ્રસંશા અને વખાણલાયક શબ્દો લખ્યા છે, તેમાં વધુ પડતા આપને સંબોધીને અને ધ્યાનમાં રાખીને જ લખવામાં આવ્યા છે. અમૂક બુઝુર્ગોએ ડાયરેક્ટ આપને સંબોધીને પણ ઘણી બાબતો લખી છે. જે ઈન્શાઅલ્લાહ આપની અલ્લાહપાકને ત્યાં મકબૂલિયતની દલીલ બનશે. વમા ઝાલિક અલલ્લાહિ બિઅઝીઝ.

બુઝુર્ગોના અમૂક મંતવ્યો રજૂ કરવા મુનાસિબ સમજુ છું. જેનાથી હઝ. મૌલાનાના વિવિધ અખ્લાકી પાસાઓનો ચિતાર રજુ થાય છે :

- **મૌલાના ખાલિદ સયફુલ્લાહ સા. :** દારૂલ ઉલૂમના મોહતમીમ હઝ. મૌલાના યઅકૂબ સા.ની પોતાના સ્ટાફ સાથે શફકત અને નરમીએ મને ઘણો જ પ્રભાવિત કર્યો છે.

- **મૌલાના મક્કી સાહબ** લખે છે કે, આજે ૩ ફેબ્રુઆરી ૧૯૯૬ના રોજ દારૂલ ઉલૂમ માટલીવાલામાં હાજરી થઈ, દારૂલ ઉલૂમ જાહિરી, તથા બાતિની, બાહ્ય, આંતરિક રીતે સારી વસંતનું દશ્ય રજૂ કરે છે. જનાબ મોહતમીમ સા. અને ઉસ્તાદોનો ઈખ્લાસ તથા તવાઝુઅ (વિનમ્રતા) જોઈને ઘણી જ ખુશી થઈ. મારા ગુજરાતના બધા જ પ્રોગ્રામોની વ્યવસ્થા હઝ. મોહતમીમ સા. તથા દારૂલ ઉલૂમના સંચાલકો હસ્તક હતી.

- **કારી અબુલ્હસન સાહબ** (પૂર્વ સદર, કારી : દારૂલ ઉલૂમ દેવબંદ) તજવીદો કિરાઅતના જલ્સામાં આવ્યા હતા. ફરમાવે છે કે, હઝ. મોહતમીમ સા.ની મહેનત, ધગશ અને શૌખ તથા તમન્ના છે કે, તલબા ઘણા ઉમદા અને સારા લેહઝામાં કિરાઅત કરે, તો આજના જલ્સામાં મને તે તમન્ના પૂરી થતી નજર આવી રહી છે.

- **મૌલાના અ.હક્ક અઅઝમી (દા.બ.)** (શૈખ સાની : દારૂલ ઉલૂમ દેવબંદ) ફરમાવે છે કે, હઝ. મોહતમીમ સા. તથા ઉસ્તાદોનો ઈખ્લાસ, મુહબ્બત, ખિદમતનો જઝબો તથા સંપ જોઈને ઘણી જ ખુશી થઈ. હઝ. મૌલાના અ.હક્ક સા.ને હઝ. મૌલાના યઅકૂબ સાહેબે ઘરે ખાવાની દઅવતમાં ભરૂચ જીલ્લાની મશ્હુર આઈટમ દાળ-ભાત અને કઢી તથા દેશી ઘી ભેગું કરી ખવડાવ્યું, તો તે હઝ. મૌલાના અ.હક્ક સા.ને ઘણું જ પસંદ પડ્યું. આજથી પાંચ વર્ષ પહેલાં હું અને મૌલાના ઈબ્રાહીમ સા. વલણવી દેવબંદ ગયા, તો હઝ. મૌલાના અ.હક્ક સાહબે હમારી દઅવત કરી હતી અને ખાતી વખતે હઝરતે દાળ-ભાતનું વર્ણન કરી હઝ. મૌલાના યઅકૂબ સા.ને યાદ કર્યા અને મૌલાના યઅકૂબ સા.ના ઉચ્ચ અખ્લાક, મિલનસારી અને નમ્રતાનો ખાસ ઉલ્લેખ કર્યો હતો.

- **હઝ. હકીમુલ ઈસ્લામ મવલાના કારી મુહમ્મદ તૈયબ સા. (રહ.) :** માટલીવાલા મદ્રસો માશાઅલ્લાહ જાહેરી આકૃતિથી ભવ્ય છે  તે જ પ્રમાણે પોતાના ઉદ્દેશની રીતે પણ શાનદાર છે. ઉલમા અને તલ્બાની નૂરાની શકલો અને પાકીઝા સીરતો જોઈને અસાધરણ ખૂશી અનુભવી. હક્ક તઆલા આ  ખૈરો બરકતના સંગ્રહને આવી ભવ્યતા સાથે લાંબા સમય સુધી સ્થાપિત રાખે અને મદ્રસાને આ વિસ્તાર માટે નૂરનો મીનારો બનાવે.

*–મુહમ્મદ તૈયબ,રઈસે જામિયહ દારુલ ઉલુમ દેવબંદ,૧૦ જમાદિયુલ ઉલા ૧૩૯૯ હિ.*

- **હઝ. મૌલાના મુહમ્મદ મસીહુલ્લાહ ખાનસાહબ (રહ.) :** મદ્રસાની ભવ્ય ઈમારત મસ્જીદની સુંદરતા અને મજબુતી જોઈને ખૂશી થઈ, વધુ એ કે મુદર્રિસોમાં નમ્રતા અને એકતા સેંકડો શુક્ર અદા કરવાના પાત્ર છે તેનાથી ઘણી ખૂશી થઈ. મદ્રસાનો આ પ્રકાર અને નિવાસ્થાન અને તરતીબથી જો કે વિગતવાર મદ્રસા, દર્સગાહ હોસ્ટેલને જોવાની તક ન મળી ઉત્તમતા અને તેની તદરીસની દેખરેખની વ્યવસ્થિત રીતે સમજવા સમજાવવાથી અનુભવ્યું. આ બધું મુદર્રિસીન હઝરાતની મહેનતની અભિરુચી અને તલબા ઉપર પ્રેમનો સાક્ષી છે. અને આ માનનીય મોહતમીમ સાહેબની કુટનીતિય પ્રતિષ્ઠા પર સ્પષ્ટ દલીલ છે. અલ્લાહપાક મદ્રસાને વધુ તાલીમી તામીરી અને અખ્લાકી પ્રગતિથી નવાજે. આશા છે કે સખી દીલ લોકો વધુમાં વધુ દામે, દિરમે, કદમે, સખૂને ધ્યાન આપી સદકએ જારિયાના ભાગીદાર બનશે.

*(અહકર) મુહમ્મદ મસીહુલ્લાહ ઉફિય અન્હુ, ૨ રજબુલ મુરજ્જબ ૧૩૯૯ હિ.સ.*

- **હઝ. મૌલાના મૂફ્તી મહમૂદ હસન સા. (રહ.) :** (મુફતીએ અઅઝમ દારુલ ઉલૂમ દેવબંદ) ભરૂચ, મદ્રસા દારૂલ ઉલૂમ માટલીવાલામાં હાજર થયો. બુખારી શરીફ અને ઈબ્ને માજહ શરીફના સબકમાં પણ બેસવાની તક મળી. માનનીય ઉસ્તાદોના ઉચ્ચ અખ્લાકથી પણ ઘણી ખુશી થઈ. તલબાની સભ્યતા અને

પ્રશિક્ષણથી દીલ ઘણું ખુશ થયુ. હક્ક તઆલા મદ્રસાને પ્રગતિઓથી નવાજે. મદ્રસાના ઉસ્તાદો અને કાર્યકરોના ઉત્સાહને બુલંદ ફરમાવે. સમગ્ર ગુજરાત બલ્કે બીજા વિસ્તારોમાં મદ્રસાનો ફેઝ પહોંચાડે.

*–અહકર મહમુદ ગુફિરલહુ,૨૮ જમાદિયુલ ઉલા ૧૪૦૧ હિ.*

- **ફિદાએ મિલ્લત હઝ. મૌલાના સૈયદ અસ્અદ મદની સા. (રહ.) :** (પ્રમુખ જમીઅતે ઉલમા અને અમીરે શરીઅત હિન્દ) હું દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા માટે નીચેનું લખાણ લખી રહ્યો છું કે આ જામિયહ સારી રીતે મુસ્લિમ ઉમ્મતની આદરપાત્ર સેવાઓ આપી રહ્યો છે. હું આ જામિયહને અને તેની જવાબદાર વ્યકિતઓને ઘણી રીતે જાણુ છું અને આ જામિઅહના ઘણા તામીરી કાર્યક્રમો છે જેમાં આપના સહકારની આવશ્યકતા છે.

*–આપનો ભાઈ અસ્અદ મદની, પ્રમુખ જમીઅત ઉલમાએ હિન્દ*

- **મુફક્કિરે ઈસ્લામ હઝ. મૌલના સૈયદ અબુલ્હસન અલી સા. નદવી (રહ.) :** કૃપા પત્ર મળ્યો, યાદ કરવા અને માન વધારવા બદલ શુક્રિયહ. અલ્લાહ તઆલાથી દુઆ છે કે નવું તાલીમી વર્ષ દરેક રીતે બરકતવંત સાબિત થાય અને પહેલાં કરતાં સારા પરિણામ સામે આવે અલ્લાહપાક મદ્રસા અને મદ્રસાવાળાઓને દરેક પ્રકારના ઉપદ્રવો અને આપત્તિઓથી સુરક્ષિત રાખે અને પ્રગતિઓથી નવાજે. તમારા માટે દુઆ કરું છું અને તમારાથી દારુલ ઉલૂમ નદવતુલ ઉલમા અને તેના સબંધિત મદ્રસાઓ માટે દુઆ ઈચ્છું છું. *–અબુલ હસન અલી નદવી,૧૮ શવ્વાલ ૧૪૧૨ હિ.*

- **હઝરત મૂફ્તી સૈયદ અબ્દુર્રહીમ સા. લાજપુરી (રહ.) :** (અમીરે શરીયત ગુજરાત) અલ્લાહપાક મદ્રસા અને મદ્રસાવાળા-ઓને દરેક પ્રકારની આપત્તિઓ અને ઉપદ્રવો અને નજરેબદથી સુરક્ષિત રાખે પ્રિય તાલિબે ઈલ્મોને લાભદાયક ઈલ્મ નસીબ થાય અને તેમને અલ્લાહપાક દીની સેવા માટે કબૂલ ફરમાવે અને તેમની સેવાઓને કબૂલ ફરમાવે, આમીન. મારા માટે દુઆ ફરમાવશો.

## સંસ્થાને સમર્પિત થઈ જવું :

ઈદારાઓ-સંસ્થાઓમાં કામ કરનાર કર્મચારીઓ-ખાદિમો તો ઘણા હોય છે, પરંતુ સંસ્થાને સમર્પિત (જીવન કુર્બાન કરનાર) થનાર વિરલ વ્યક્તિ હોય છે. હઝરત મૌલાનાને અમો આવા વિરલ વ્યક્તિ માનીએ છીએ. એક વ્યક્તિના સંનિષ્ઠ પ્રયત્નોથી કેવી રીતે શુન્યમાંથી સૃષ્ટિ ખડી કરી શકાય છે તેની જીવંત મિસાલ હઝરત મૌલાનાની ઝાતેગિરામી છે.

કૌમની તઅલીમી ખિદમત કરવાની નિઃસ્વાર્થ નેમ, મક્કમ મનો-પ્રયત્નો, સાફ દૃષ્ટિ અને સંસ્થાને સમર્પિત થવાની ભાવના હોય તો સંસ્થા (ઈદારા)ઓ મહાન થઈ શકે છે. વ્યક્તિ સ્વયંમ સંસ્થા બની જાય છે. પરંતુ અફસોસ એ વાતનો છે કે, આવી સમર્પિત વ્યક્તિઓ મૌજુદા ભૌતિકવાદી યુગમાં ઘણી ઓછી જોવા મળે છે. ઈદારાઓ સંસ્થાઓને રોજી-રોટીનું કેન્દ્ર તેમજ વ્યક્તિગત શોહરત વધારવાનું સાધન બનાવવું અને બીજી તરફ ઈદારાને દીની ખિદમતનું મરકઝ બનાવવું એ બન્નેમાં ઘણો ફર્ક હોય છે. દારૂલ ઉલૂમ માટલીવાલા સાચે જ દીની ખિદમતનું આજે એક જીવંત મરકઝ છે. અને તેને એ સ્ટેજ ઉપર પહોંચાડવામાં મૌલાના યઅકૂબ સા.નો ફાળો ખૂબ નિર્ણાયક છે.

મર્હુમ પ્રચંડ પુરૂષાર્થી, સાહસિક અને ઉચ્ચ કાર્યશક્તિની સૂઝ ધરાવનાર નેક આલિમ હતા. એમણે હિંમતભર્યા હોસલા સાથે વર્ષો સુધી દારૂલ ઉલૂમને ચલાવી એક મિસાલ કાયમ કરી. એક સંસ્થાને સતત કાર્યશીલ રાખવા માટે કેટલી મહેનત કરવી પડે છે, તે તો એવી સંસ્થા ચલાવનાર જ સારી રીતે સમજી શકે છે. આપે દારૂલ ઉલૂમ દ્વારા દીની ઈલ્મના પ્રચાર-પ્રસાર માટે જે મહેનત કરી છે, તે તારીફને કાબિલ છે.

**દાતા હતા, સેવક હતા, પ્રેરક હતા, ચાહક હતા,**
**એક શીતલ પ્રેમની છાયા હતા એ આગમાં.**

ઝિંદગી અને મૌત અલ્લાહપાકના હાથમાં છે. દરેક વ્યક્તિ એમ જ ઈચ્છે છે કે, તે ઘણું લાંબુ જીવે, પરંતુ આપણે એ યાદ રાખવું જોઈએ કે

ઝિંદગી લાંબી નહીં, મોટી (લોકોપયોગી) હોવી જોઈએ. તમે કેટલું જીવ્યા એ મહત્વનું નથી, પણ તમો કેવું જીવ્યા તે મહત્વનું છે. આપે પોતાની ઝિંદગી દારૂલ ઉલૂમના આલિમો તથા તલબાની સાથે રહી તેમનું માર્ગદર્શન કરવામાં, તેમની સાથે લાગણીપૂર્ણ સબંધ નિભાવવામાં તથા દીન અને મખ્લૂકની સેવાના કાર્યમાં ખપાવી દીધી. અત્યંત મહામૂલી જીવન આપ જીવી ગયા. અલ્લાહ તઆલાથી દુઆ કરીએ કે, અલ્લાહપાક મર્હુમની તમામ ખિદમાતને કબૂલ ફરમાવી તેનો ભરપૂર બદલો આપે, આમીન.

આજે મર્હુમ મૌલાના યઅકૂબ સાહબ (રહ.) ભલે હયાત નથી, પરંતુ સંસ્થાગત્ થઈ ગયેલ તેમના વ્યક્તિત્વને વિસરી જવું શક્ય નથી. તેમણે અપનાવેલ આદર્શોને અમલમાં મૂકી તેમણે કંડારેલ કેડી પર આપણે આગળ વધીએ અને દારૂલ ઉલૂમ માટલીવાલાને વિશેષ બુલંદીના મકામ ઉપર પહોંચાડીએ, આમીન.

હઝરત મૌલાના અલીમીયાં નદવી (રહ.) લખે છે કે, કોઈ કામ ન કરવું માત્ર એક જ ભૂલ છે, જ્યારે કરવું સો ભૂલ છે. કામ કરનારને જ વિરોધની આંધીઓ નડે છે, ન કરનારને કંઈ નડતું નથી. હઝરત મૌલાના યઅકૂબ સા. (રહ.)ની આ ખૂબી ઉડીને આંખે વળગે એવી છે કે, પહાડની જેમ અડગ રહી કામ કરતા રહ્યા. આપ ફરમાવતા હતા કે, જવાબ આપવાથી કાંઈ વળતુ નથી, કામ કરતા રહો. એમાં જ ખૂબી છે.

**આસાઈશે દોગીતી તફસીરે ઈં દો હરફસ્ત**
**બા દોસ્તાં તલત્તુફ બા દુશ્મનાં મુદારા**
**જીસકી સતૂદહ ઝાતપે નસ્લેં કરેગી નાઝ**
**અફસોસ ઐસા આલિમે ફરઝાના ખો ગયા**

અંતમાં ઈદારાઓમાં કામ કરનારાઓની પાછળ પડનારા ભાઈઓથી વિનંતી કરીશ કે તે પોતાની જાતથી સવાલ કરે કે, મારાથી ઈસ્લામ અને મુસ્લિમોની કેટલી ખિદમત થઈ રહી છે ? અને બીજા લોકો જે સારા કામો કરી રહ્યા છે, તેમના સારા કામોમાં હું કેટલો સાથ આપી રહ્યો છું ? આપણે તો તેમના હોંસલા વધે એવા કામો કરવા જોઈએ. અને તે નથી થતું

તો કમસે કમ ચૂપ રહીએ, તેમના કામોમાં રૂકાવટ નાંખી, તેમને માનસિક રીતે સતાવી, તેમના વિરૂદ્ધ કાવત્રા કરવાથી બચીએ. આજે ઉમ્મત ટાંટીયાખેંચ પ્રવૃત્તિમાં વ્યસ્ત છે.

હઝ. મૂફતી મહમૂદ હસન ગંગોહી સા. (રહ.) ફરમાવતા હતા કે, હર ઈન્સાનકી ખૂબી ઔર કમાલાત દેખી જાએ, ઉસકી બુરાઈ ઔર કમીયોંકો ન દેખા જાએ. ઔર કીસી ઈન્સાનસે ઈખ્તેલાફ હો જાએ તો ઉસકી વજહસે સામનેવાલેકે કમાલાત ઔર ખૂબીયાં ખત્મ નહીં હો જાતી હૈ.

હઝરત મૌલાના યઅકૂબ વલણવી સા. (રહ.) આજે આ ભૌતિક જગતમાં નથી, પરંતુ આપની ખૂબીઓ, આપના કમાલાત, એહસાનો, વિશેષતાઓ અને લાક્ષણિક અદાઓ હંમેશા આપણને પ્રેરણાબળ પુરૂ પાડશે અને આપની યાદ તાજી કર્યા કરશે.

**તેરી હસ્તી અમલકા પયકર થી, ઈલ્મકે નૂરસે મુનવ્વર થી**
**બહરે ઈખ્લાસકી શનાવર થી, વાકિઈ વારિસે પયંબર ﷺ થી**

**રૂહ પર હો તેરી હઝાર સલામ, તુજપે હર દમ હો સાયએ રહમત**
**તા કિયામત હો નૂરકી બારિશ, જન્નતે અઅલા મુકામ હો તેરી તુરબત**
**અબ્રે રહમત ઉન્કી મરકદ પર ગહર બારી કરે**
**હશ્રમેં શાને કરીમી નાઝ બરદારી કરે, આમીન.**